શ્રી

# ધર્માખ્યાન.

મહારાજ શ્રી બીહારીલાલજીની આજ્ઞાથી.

અમદાવાદમાં

મામાની હવેલીમધ્યે અમદાવાદ યુનાઇટેડ પ્રીન્ટીંગ
અને જનરલ એજન્સી કંપની
"લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી પ્રસિદ્ધ કર્યું.

સને ૧૮૮૯ સંવત ૧૯૪૫

## श्री स्वामिनारायण नमो नमः

## श्री.

# धर्माख्यान.



રાગ વેરાડી ॥ ઈષ્ટ અનોપમ અંતરજામિજી ॥ પ્રગટ રૂપ સહજાનંદ સ્વામિજી ॥ તેને વંદુ વારમવારજી ॥ પદરજ શીર ધરૂં કરી બહુ પ્યારજી ॥ ૧ ॥ ઢાળ ॥ ચરણરજ શીરપર ધરી ॥ ઉર રાખી શ્રી ઘનશ્યામ ॥ શ્રી ગુરૂ સહજાનંદના ॥ ગુણ ગાઊં અતિ અભિરામ ॥ ૨ ॥ જે સ્વામિની કૃપા થકી ॥ અગણીત નર ત્રીય વૃંદ ॥ તે છતે દેહ સમાધિમાં ॥ જુએ અક્ષરધામ સ્વછંદ ॥ ૩ ॥ શ્રી ગોલોકને મધ્ય છે ॥ મહા તેજનો અંબાર ॥ તેને વેદ અક્ષરબ્રહ્મ કહેછે ॥ અખિલ જગ આધાર ॥ ૪ ॥ સત્ય જ્ઞાન અનંત છે ॥ જેને બ્રહ્મપૂર શ્રુતિ ગાય ॥ તિહાં દિવ્ય બહુ સૂખ સાજને ॥ કેહેતાં તે શેષ લજાય ॥૫॥ દિવ્ય ભોકતા ભોગ છે ॥ જીહાં દિવ્ય સ્થાન અપાર ॥ કહે દાસ મુક્તાનંદ એવું ॥ અક્ષરધામ ઉદાર ॥ ૬ ॥ કડવું ॥ ૧ ॥ અક્ષરધામ અલોકિક જેહજી ॥ પ્રગટની પેર્યેંજુએ જન તેહજી ॥ એમ સમાધિમાં ઘનશ્યામજી ॥ દાસને દેખાડે નિજ ધામજી ॥ ૧ ॥ ઢાળ ॥ ધામમાં બહુ રંગનાં ॥ મણી રત્નની કાંતિ ઘણી ॥ તેણે રચીત બહુ વિધ દિવ્ય મંદિર ॥ શોભા શી કહુ તે તણી ॥ ૨ ॥ ધામની ચહુ પાસમાં ॥ શ્રી વૃંદાવન સૂખરૂપ ॥ તિહાં દિવ્ય ગિરી શત શૃંગપર ॥ બહુ

અખંડ રાસ અનૂપ ॥ ૩ ॥ અનંત અજ ભવ ગોપગોપિ ॥ વિરજા માં સહુ નાય ॥ એવું ગાયું સહિત ગોલોક છે ॥ જેને નિગમનેતિ ગાય ॥ ૪ ॥ તેજ પોતાનાં ધામમાં ॥ રહે સદા શ્રી વૃજચંદ ॥ વચન માધૂરિ દર્શ પર્શે ॥ આપે અતિ આનંદ ॥ ૫ ॥ એકાંતિક નિજ ભક્તને ॥ નિત આપે દર્શન દાંન ॥ કહે દાસ મુક્તાનંદ અતિશે ॥ ભક્ત વશ ભગવાન ॥ ૬ ॥ **કડવાં** ॥ ૨ ॥ વય કિશોર શ્રી કૃષ્ણ વિહારિજી ॥ દ્વિભૂજ મુરલિધર જન સૂખકારિજી ॥ શ્રી ધનશ્યામ પિતાંબર ધારિજી ॥ કોટી મદન મદહરણ મુરારિજી ॥ ૧ ॥ **ઢાળ** ॥ કોટી કંદ્રપદર્પ હરતા ॥ મોરમુંગટ શીરપર ધરે ॥ કાંને કુંડલ મકરાકાર ॥ તે રવિ ચંદ્રને ઝાંખાં કરે ॥ ૨॥ બાંયે બાજુબંધ બેરખા ॥ કોટે કૌસ્તુભ મુક્તાહાર ॥ હેમકડાં બેઉ હાથમાં ॥ નંગ જડિત તેજ અંબાર ॥ ૩ ॥ અતિ અમોલિક રત્નની ॥ કટી મેખલા ઝળકી રહી ॥ નાભી વૃતુલ ગંભીર કેરી ॥ શોભા નવ જાયે કહી ॥ ૪ ॥ અતિ અમોલિક નંગ જડયાં ॥ પાયે નેપૂરનો ઝણકાર ॥ શોડષ ચિન્હ સમેત પ્રભુ પદ ॥ ભકતના આધાર ॥ ૫ ॥ એવા શ્રી કૃષ્ણ અનૂપ છે ॥ સઉ સુંદરતાનું ધામ ॥ કહે દાસ મુક્તાનંદ છબિપર ॥ વારૂ કોટિક કામ ॥ ૬ ॥ **કડવાં** ॥ ૩ ॥ શ્રી દામાદિક ગોપ અપારજી ॥ પ્રભુ પદ સેવે કરી બહુ પ્યારજી ॥ શ્રી રાધાદિક ગોપી જેહજી ॥ પ્રભુ પદ પંકજ સેવે તેહજી ॥ ૧॥ **ઢાળ** ॥સેવે પ્રભુ પદ પંકજને ॥ સૌ ગોપિગોપ ઉદાર ॥ એવા કમલ નયન શ્રી કૃષ્ણજી ॥ તે અખિલ જગ આધાર ॥ ૨ ॥ ઉપનિસદ સૌ વેદનાં ॥ કરે કૃષ્ણનાં ગુણગાંન ॥ એ છે અક્ષર કેરા આતમા ॥ સર્વજ્ઞ શ્રી ભગવાન ॥ ૩ ॥ વ્યાષ્ટિ સમષ્ટિ જીવના ॥ આત્માછે પ્રેરક એહ ॥ સર્વ કરતા સર્વ હરતા ॥ એમાં નહિ સંદેહ ॥ ૪ ॥ અનંત કોટી બ્રહ્માન્ડની ॥ ઉત્પતિ સ્થિતિ ને નાશ ॥ તેના તે કરતા શ્રી

હરિ ॥ પોતે અકળ અજ અવિનાશ ॥૫॥ એવા શ્રી કૃષ્ણ કૃપાનિધિ ॥ નિજ ભક્તના આધાર ॥ કહે દાસ મુકતાનંદ જેહના ॥ સામર્થનો નહીં પાર ॥૬ ॥ **કડવાં** ॥૪॥ **રાગ આશાવરી** ॥ અક્ષરધામના અખંડ નિવાસી ॥ પુરૂષોત્તમ પરિબ્રહ્મરે ॥ નિજ સામર્થ સોતા નિત રસિએ ॥ મહામુનિ જાણેછે મર્મરે ॥ અ ॥ ૧ ॥ સર્વના સાક્ષિ શુદ્ધ અનોપમ ॥ સર્વ નિયંતા સોઇરે ॥ સર્વને કર્મ તણાં ફળદાતા ॥ એ સમ અવર ન કોઇરે ॥ અ ॥ ૨ ॥ પરમાત્મા પરમેશ્વર શ્રુતિ કહે ॥ અંતરજામિ અનંતરે ॥ વાસુદેવ નારાયણ વિષ્ણુ ॥ શ્રી હરિ અજ ભગવંતરે ॥ અ ॥ ૩ ॥ એ આદિક નામે કરી નિગમે ॥ કર્યું શ્રી કૃષ્ણ ગુણગાનરે ॥ મુકતાનંદના પ્રભુ બહુનામિ ॥ રસિયોજી રૂપ નિધાનરે ॥ અ ॥ ૪ ॥ ॥ **પદ** ॥ ૧ ॥ એવા શ્રી કૃષ્ણ કૃપાનિધિ જેહજી ॥ પ્રથમ ધર્મથી મૂર્ત્તિમાં તેહજી ॥ નરનારાયણ રૂપીને રૂપજી ॥ પ્રગટ થયા પ્રભુ પરમ અનૂપજી ॥ ૧ ॥ **ઢાળ** ॥ પ્રગટિયા પરભારથી ॥ મુનિ રૂપ પરમ ઉદાર ॥ ભરતખંડની પ્રજા સૌને ॥ એજ સૂખદાતાર ॥ ૨ ॥ બદરિકા શ્રમમાં રહ્યા ॥ પોતે તપ કરેછે દયાળ ॥ તે તપનું ફળ પ્રજા સૌને ॥ આપેછે તતકાળ ॥ ૩ ॥ તેના તેજ શ્રી કૃષ્ણજી॥ હરવાને ભૂમિ ભાર ॥ જાદવકૂળમાં પ્રગટયા ॥ પ્રભુ અખિલ જગ આધાર ॥ ૪ ॥ દ્વાપર કળીની સંધિમાં ॥ મધુપૂર વિષે સૂખકંદ ॥ વસુદેવથી શ્રી દેવકિમાં ॥ પ્રગટયા વૃજચંદ ॥ ૫ ॥ ભાર ઉતાર્યો ભૂતણો ॥ નિજ ભકતનાં સૂખકાજ ॥ મુક્ત કહે અગણિત પ્રાક્રમ ॥ કીધાં શ્રી મહારાજ ॥ ૬ ॥ ॥ **કડવાં** ॥ ૫ ॥ વળી તેહજ શ્રી કૃષ્ણ કૃપાળજી ॥ કળિકૃત અઘ દેખી વિક્રાળજી ॥ અસૂર અંસ ગુરૂ કળીમાં જેહજી ॥ અતિ અધર્મ પ્રવર્તાવે તેહજી ॥ ૧ ॥ ॥ **ઢાળ** ॥ અતિ અધર્મિ દેશિકે ॥ પ્રવર્તાવ્યો અધર્મ ઘોર ॥ તેનાં તે મૂળ ઉખાડવાં ॥ કરી ઇચ્છા આપ સજોર ॥ ૨ ॥ ધર્મને દૃઢ સ્થાપવા ॥ કરવા તે જન

નિષ્કામ ॥ ધર્મથી ભક્તિ વિષે ॥ પ્રગટયા તે શ્રી ઘનશ્યામ ॥ ૩ ॥ કોશલ દેશમાં અવતર્યા. ॥ હરિકૃષ્ણ જેહનું નામ ॥ અનંત પતિત ઓધારવા ॥ પ્રવર્ત્યા તે કરૂણા ધામ ॥ ૪ ॥ ધર્મ ભક્તિ કૃષ્ણનાં ॥ શુભ જન્મ કર્મછે જેહ ॥ તેને સંક્ષેપે કરીને કહુ ॥ સૂણતાં ટળે સંદેહ ॥ ૫ ॥ ધર્મ કુળ આશ્રિત સદા ॥ એવા અચલ હરિના દાસ ॥ કહે મુક્ત તેને આનંદકારી ॥ કરૂં તે ગ્રંથ પ્રકાશ ॥ ॥ કડવાં ॥ ૬ ॥ ભરતખંડ મધ્ય અતિ વિખ્યાતજી ॥ નરનારાયણ મુનિ સાક્ષાતજી॥ તેનું સ્થાનક અતિ અભિરામજી ॥ બદ્રિકાશ્રમ જેહનું નામજી ॥ ૧ ॥ ઢાળ ॥ બદરિવન શુભ નામછે ॥ અતિશે અલૌકિક એહ ॥ તિહાં જે મુનિગણ સિદ્ધ સરવે ॥ ચિરંજીવી તેહ ॥ ૨ ॥ હીમગિરી શોભે ઘણો ॥ તે આશ્રમને ચહુ પાસ ॥ રજતકોઠ સમાન સુંદર ॥ કરે તે અધિક પ્રકાશ ॥ ૩ ॥ નિઝરણાં હીમવાનનાં॥ વહે આશ્રમ પાસ અપાર ॥ સૂરસરિ આશ્રમ સમિપે ॥ વહે તે પરમ ઉદાર ॥ ૪ ॥ આશ્રમની ચહુકોર શોભે ॥ વૃક્ષ વિવિધ પ્રકાર ॥ કદલી અંબક દાડમ ॥ નમી રહ્યાં ફૂલભાર ॥ ૫ ॥ નાલી કેળ ખજૂર દ્રાક્ષ ॥ બદરિ ફનસ અનંત ॥ મુક્ત કહે એ આદિ તરૂનો ॥ કહેતાં ન આવે અંત ॥ ૬ ॥ કડવાં ॥ ૭ ॥ નવ પલ્લવ ફળફુલ પ્રકાશજી ॥ એવાં તરૂ રહે બારે માશજી ॥ પુષ્પ વૃક્ષ તિહાં વિવિધ પ્રકારજી ॥ ચંપક બકુલહાર સિધારજી ॥ ૧ ॥ ઢાળ ॥ હાર સિંધાર ને થલકમળ ॥ બહુ મલ્લિકાનાં વૃંદ ॥ જાય ચમેલી કેતકી॥ નિરખતાં થાય આનંદ ॥ ૨ ॥ તે બદરીવનને વિષે ॥ ખગ મૃગ વૃંદ અપાર ॥ તજી પરસ્પર વેર ને ॥ સૌ રાખે પ્રભુ સંગ પ્યાર ॥ ૩ ॥ તે આશ્રમમાં કળી તણો ॥ કયારે લેશ પ્રવેશ ન થાય ॥ સાવર્ણિ મનુઆદિ મુનિગણ ॥ અખંડ હરિગુણ ગાય ॥ ૪ ॥ આશ્રમમાં મધ્ય ઊંચી ઘણી

॥ બદરી વિશાલા નામ ॥ હરિ સેવા હીત તરૂ થયું ॥ એ છે કેવળ અક્ષરધામ ॥ ૫ ॥ દર્શને દુકત ટળે ॥ પરશે બળે મહા પાપ ॥ મુક્તાનંદ કહે વિશાલાનો ॥ એવો પ્રબળ પ્રતાપ ॥ ૬ ॥ ॥ કડવાં ॥ ॥ ૮ ॥ રાગ વેલાવલ ॥ નરનારાયણ દેવનો ॥ આશ્રય સૂખકારી ॥ ત્યાં રહે અગણિત મહામુનિ ॥ નૈષ્ટિક બ્રહ્મચારી ॥ ન ॥ ૧ ॥ તે મુનિ વેદ ધ્વનિ કરે ॥ અતિશે મૂદ આણી ॥ છાઈ રહી આશ્રમ વિષે ॥ એ વિપ્રની વાણી ॥ ન ॥ ૨ ॥ જે આશ્રમમાં આવીને ॥ સૂરપતિ બલશાળી ॥ વત્રાસૂરના વધ તણી ॥ બ્રહ્મ હત્યા ટાળી ॥ ન ॥ ૩ ॥ શ્રી હરિની આજ્ઞા થકી ॥ ઉદ્ધવ બડભાગી ॥ એ આશ્રમમાં રહે સદા ॥ પ્રભુ પદ અનુરાગી ॥ ન ॥ ૪ ॥ જે આશ્રમના વાસી તે ॥ કામાદિક જીતે ॥ મુકતાનંદના નાથને ॥ સેવે અતિ પ્રીતે ॥ ન ॥ ૫ ॥ પદ ॥ ૨ ॥ તે આશ્રમને વિષે એક વારજી ॥ આવ્યા મુનિવર અનંત અપારજી ॥ પ્રભુનાં દરસન કરવા કાજજી ॥ પ્રેમ ભર્યા સર્વ મુનિરાજજી ॥ ૧ ॥ ઢાળ ॥ પ્રેમ ભર્યા સર્વે મુનિ ॥ મરિચીત્રિ અને ઉદાર ॥ ભરદ્વાજ વશિષ્ટ કશ્યપ ॥ ગૌતમ ગુણ ભંડાર ॥ ૨ ॥ ઉદ્દાલન ભૃગુ અંગિરા ॥ રૂષી શૃંગ વિશ્વામિત્ર ॥ પરાશર એક્ત મુનિ ॥ વાલ્મિક પરમ પવિત્ર ॥ ૩ ॥ કર્દમ માંડવ્ય પાણિનિ ॥ વળી અષ્ટાવક્ર અનુપ ॥ યાજ્ઞાવલ્કને શ્વેતકેતુ ॥ કૃષ્ણમાં તદ્રૂપ ॥ ૪ ॥ વામ દેવને ગર્ગ શકિત્ર દેવગુરૂ ગંભીર ॥ શંખ લખિત ને નારદ શુક મુનિ ॥ કુશિક પર્વત ધીર॥ ૫॥ ઈત્યાદિક મુનિવૃંદ અગણિત ॥ સૌ નિજ શિષ્ય સમેત ॥ મુક્ત કહે હરિ દર્શને॥ આવિયા કરી બહુ હેત ॥ ૬ ॥ ॥ કડવાં ॥ ૯ ॥ મુનિવર આવ્યા આશ્રમ પાસજી ॥ દૂરથી દીઠા શ્રી અવિનાશજી ॥ બદ્રિવૃક્ષ તળે બેઉ ભાઇજી ॥ કરે કઠણ તપ જન સૂખદાઈજી ॥ ૧ ॥ ॥ ઢાળ ॥ કઠણ તપ અતિશે કરે ॥ નરનારાયણ રૂષીરૂપ ॥ દઢ નૈષ્ટિક વ્રત ધરી રહ્યા ॥ સૌથી તે પરમ અનુપ ॥ ૨ ॥

શુક સનકાદિક મહા મુનિ ॥ તેહના પણ ગુરૂદેવ ॥ બ્રહ્મરૂપ અગણિત મુનિ ॥ કરે ચરણરજ સેવ ॥ ૩ ॥ આને દર્શન થાવો મારૂં ॥ એમ ઈચ્છે નર ભ્રાત ॥ તેજ હરિજન વિશાલા તજે ॥ હરિ નિર્ખે સાક્ષાત ॥ ૪ ॥ અતિ નિવૃત્તિ ધર્મને ॥ ધારી રહ્યા બેઉ ભાઈ ॥ બ્રહ્માદિક સૂરવૃંદ જેહની ॥ જાણે અતિ પ્રભુતાઈ॥ ૫ ॥ ભરતખંડનાં મનુષ્યને ॥ જે સદા સૂખદાતાર ॥ મુક્તાનંદ કહે મહા પ્રભુ ॥ એ અખિલ જગ આધાર ॥ ૬ ॥ **કડવાં** ॥ ૧૦ ॥ નવનીર દસમ સ્યામ શરીરજી ॥ **ઉ**ભય બંધૂ શુભ ગુણ ગંભીરજી ॥ સુભગ આજાનું બાહુ છબિધામજી ॥ વદન ચંદ્ર જોઈ લાજે કામજી ॥ ૧ ॥ **ઢાળ** ॥ પૂરણ શશિ સમ વદન જોતાં ॥ મદન વિસ્મય થાય ॥ નેત્રનું તન કમળ દળ સમ ॥ શોભા કહી નવ જાય ॥ ૨ ॥ કનક વર્ણ જટા વિષે ॥ પુષ્પના તોરા જેહ ॥ ઉદ્ધવ આદિ ધરાવિયા ॥ અતિશેજ શોભે એહ ॥ ૩ ॥ હસતાં શોભે દંત પંક્તિ ॥ કુંદકળી અનુસાર ॥ દિપ શિખા સમ નાશિકા ॥ તેની શોભાનો નહી પાર ॥ ૪ ॥ વક્ષ સ્થલ શ્રી સદન છે ॥ તિહાં શોભે પંકજ દામ ॥ ઉદર ત્રિવળી સમેત નાભી ॥ ઊંડી અતિ અભિરામ ॥ ૫ ॥ ધાર્યા છે ઉપવિત કંઠમાં કર દંડ ને જપમાલ ॥ મુક્ત કહે મુનિ સમ સદા વર્ત્તે છે જન પ્રતિપાળ ॥ ૬ ॥ **કડવાં** ॥ ૧૧ ॥ સુંદર શ્વેત વસ્ત્ર છબિ ધામજી ॥ ધારી રહ્યા બેઉ પૂરણ કામજી ॥ એવા તે નરનારાયણ દેવજી ॥ મુનિ નિર્ખિ નમિયા તતખેવજી ॥ ૧ ॥ **ઢાળ** ॥ નમ્યા અતિશે પ્રેમશું ॥ મરિચ્યાદિક મુનિના વૃંદ ॥ નરનારાયણ દેવ નિર્ખિ ॥ વાધ્યો અતિ આનંદ ॥ ૨ ॥ નરનારાયણ દેવને ॥ પૂજીયા કરી બહુ પ્યાર ॥ પ્રેમે ઉતારી આરતી ॥ કર્યું સ્તવન વિવિધ પ્રકાર ॥ ૩ ॥ પછે સર્વે આનંદથી ॥ આવી બેઠાં તે રૂષીના વૃંદ ॥ તે પ્રત્યે નારાયણ બોલ્યા ॥ દયાનિધી સૂખકંદ ॥ ૪ ॥ રૂષિમંડળ સરવે મળી ॥ આંઇ આવ્યા ભલે તમે આજ ॥ હું અતિ મનમાં રીઝિયો ॥

જોઈ મુનિવર સકળ સમાજ ॥ ૫ ॥ તમે અનેક જીવ ઉદ્ધારવા ॥ કરો સર્વે લોક મોઝાર ॥ મુક્તાનંદનો નાથ બોલ્યા॥ કરૂણાનાભંડાર ॥ ૬ ॥

**કડવાં ॥ ૧૨ ॥ રાગ ગરબી** ॥ તે કારણ હું તમનેરે પૂછું ॥ હેત કરીને ગાંથરે ॥ કહોની તમે આજ કયાંથકી આવ્યા ॥ સર્વે રૂષીનો સાથરે ॥ ૧ ॥ સ્વર્ગથી કે પાતાળથી આવ્યા ॥ કે ભૂલોકથી ધીરરે ॥ કેઈ કોરથી સર્વે તમે આવ્યા ॥ મુનિવર જ્ઞાન ગંભીરરે॥૨॥ ત્યારે રૂષી સર્વે શ્રી હરિ સનમૂખ॥ બોલ્યા તે જોડીને હાથરે॥ જે દિશથી આવ્યા જગજીવન ॥ તે કહીએ સૂણો નાથરે ॥ ૩ ॥ તીર્થયાત્રા કરતા કરતા ॥ નાથ તમે મન ભાવ્યારે ॥ શ્યામ તમારાં દરશન કારણ ॥ ભરતખંડ થકી આવ્યારે ॥ ૪ ॥ બોલ્યા ફરી નારાયણ રૂષી પ્રત્યે ॥ રીઝીને રૂડી રીતેરે ॥ કમળ સરિખાં નેત્ર અલૌકિક ॥ પ્રફુલિત થયાંછે પ્રીતેરે ॥ ૫ ॥ ભરતખંડની સર્વ પ્રજા મળી ॥ વર્ત્તેછે શું લઈ હેતુરે ॥ મારા કીધ અચળ અલૌકિક ॥ પાળેછે ધર્મના સેતુરે ॥ ૬ ॥ જેરે પ્રજા કારણ હું નિશદિશ ॥ તપ કરૂં તતપર થાઈરે ॥ તે મારા તપનું ફળ થાયછે ॥ સર્વેને સૂખદાઇરે ॥ ૭ ॥ ત્યારે વળી રૂષીવર સર્વે બોલ્યા ॥ હર્ષ ધરી મનમાંયરે ॥ હમણા આ પૃથવીનેરે ઉપર ॥ સર્વ પ્રજા પીડાયરે ॥ ૮ ॥ કળિયુગ બળનો સહાય કરીને ॥ થીર થઇને થડ ઝામ્યોરે ॥ પોતાના પરિવારે સોતો ॥ અધર્મ વૃદ્ધિ પામ્યોરે ॥ ૯ ॥ રાજાને ગુરૂ ધર્મના રક્ષક ॥ તેપણ અધર્મ રાખેરે ॥ મુક્તાનંદના નાથજી એને ॥ કુણ ટાળે તમ પાખેરે ॥ ૧૦ ॥

**પદ** ॥ ૩ ॥ તમે બાંધી જે ધર્મની પાળજી ॥ તેને ભેદેછે તતકાળજી ॥ માટે પંચ મહા પાપ કઠોરજી ॥ તેને મનુષ્ય કરેછે નિશ ભોરજી ॥ ૧ ॥ **ઢાળ** ॥ નિશીભોર મહા પાપ સેવે ॥ વિષયમાં લોભી રહ્યા ॥ સદાચારે રહિત સર્વે ॥ દોષ નવ્ય જાએ કહ્યા ॥ ૨ ॥ પૃથ્વિમાં વિસ્તાર પામ્યો ॥ અધર્મ કેરો ઠાટ ॥ તે માટે પ્રભુ જમપૂરિની ॥

બહુ ચાલે છે વાટ ॥ ૩ ॥ નર નારિ ચાલે નર્કમાં ॥ સર્વે પાપી ભે-
ળાં હોય ॥ હવે એની રક્ષા કરનારો ॥ જગમાં ન મળે કોય ॥ ૪ ॥
ભૂતળમાંઇ ભરતખંડના ॥ તમે છો નાથ દયાળ ॥ તે માટે એ પ્રજા
કેરી ॥ કરો રક્ષા તતકાળ ॥ ૫ ॥ એવાં આરત વચન રૂષીનાં ॥ સાં
ભળ્યાં તતકાળ ॥ મુક્તાનંદના નાથને ઊર ॥ ઉપની દયા વિશાળ ॥ ૬ ॥
**કડવાં** ॥ ૧૩ ॥ એવા કરૂણા કેરા ભંડારજી ॥ લઇને પૃથ્વિમાં
અવતારજી ॥ એની રક્ષા કરવાને કાજજી ॥ કીધી ઇચ્છા તે શ્રી
મહારાજજી ॥ ૧ ॥ ॥ **ઢાળ** ॥ મહારાજ શ્રી ઇચ્છા કરી ॥ એની
રક્ષા કાજ સહેત ॥ તે સમયમાં ધર્મ આવ્યા ॥ મૂર્ત્તિ નારિ સમેત
॥ ૨ ॥ નારાયણનાં દરશન કારણ ॥ અંતર કરી અતિ પ્યાર ॥ રૂષી
ને ગયા સાંભળી પોતે ॥ આવ્યા પરમ ઉદાર ॥ ૩ ॥ નારાયણનાં ક-
રી દર્શન ॥ અતિ રાજી થયા ધર્મદેવ ॥ નારાયણ પણ ધર્મને જોઇ ॥
ઉઠિયા તતખેવ ॥ ૪ ॥ મળી પોતાના તાતને ॥ પડયા પગમાં નામિ
શીષ ॥ અતિ ઘણો આદર કર્યો ॥ કરૂણાનિધિ જગદીશ ॥ ૫ ॥ નર
પણ નમિયા એજ રીતે ॥ બોલ્યા વાણી મધુરે સાદ ॥ પછે મુક્તાનંદ
ના નાથને ॥ દીધો ધર્મે આશિવાદ ॥ ૬ ॥ **કડવાં** ॥ ૧૪ ॥ પછે
મૂર્ત્તિ પોતાની માતજી ॥ તેને નમિયા તે બેઉ ભ્રાતજી ॥ માતાએ
દીધી અતિ આશિશજી ॥ દીધાં આશન લોક અધિશજી ॥૧॥ ॥ **ઢા-**
**ળ** ॥ લોક અધિસે પ્રેમે પૂછી ॥ ધર્મને કૂશળાત ॥ પછે કહ્યો મુનિ
મૂખ સૂણે ભૂપર ॥ અધર્મનો ઉતપાત ॥ ૨ ॥ યથાયોગ્ય કેહેતા હવા ॥
તેને રૂષી પણ સૂણે સહુ પ્રીત ॥ નારાયણ મૂખવાતે લોભ્યાં ધર્માદિકનાં
ચિત્ત ॥ ૩ ॥ જેમ સમાધિમાં મન વૃત્તિઓ ॥ એકાગ્રહ સ્થિર થાય ॥
તેમ શ્રી હરિમૂખ વારતામાં ॥ નેત્ર ચિત્ત રૂંધાય ॥ ૪ ॥ નારાયણ
પણ વાત કહ્યાંમાં ॥ થયાં એકાગ્ર હુલાસ ॥ ત્યાં કૈલાસથી પોતે પ્રેર્યાં ॥

આવ્યા રૂષી દુર્વાશ ॥ ૫ ॥ મુનિમાં બેઠા નરનારાયણ ॥ મૂર્ત્તિ ધર્મ રૂષી વૃંદ ॥ મુક્ત કહે વળી ઉદ્ધવજીને ॥ જોયા રૂષી સ્વછંદ ॥ ૬ ॥ **કડવાં** ॥ ૧૫ ॥ થયા સૌ એકરસ વાર્ત્તામાંયજી ॥ રૂષી દુરવાશા દીઠાં નાયજી ॥ રહ્યા ઘડી ઉભા તપવાનજી ॥ તોપણ નવ્ય પામ્યા સન માનજી ॥ ૧ ॥ **ઢાળ** ॥ પામ્યા નહીં સનમાન પ્રીતે ॥ રહ્યા સભા સદને જોય ॥ જાણ્યું મારૂં અપમાન કર્યું સર્વે ॥ તે વિના એમ ન હોય ॥ ૨ ॥ ત્યારે નયન તુરત રાતાં થયાં ॥ તન કંપે ક્રોધે વ્યાપ ॥ ઉંચા હાથ કરીને સહુને ॥ બોલ્યા તે દેતા શ્રાપ ॥ ૩ ॥ આ જોને થયું અતિ અવળું ॥ મન જોઇને મુંઝાય ॥ સત્ય માર્ગ પ્રવર્તા વણ હારા ॥ કુચ્છિત મારગ જાય ॥ ૪ ॥ રૂષિમંડળ વિદ્યાને મદે ॥ તેણે મારૂં કર્યું અપમાન ॥ ધર્મદેવ પણ મુને જોઇને ॥ વર્ત્યા પાપ સમાન ॥ ૫ ॥ માટે હું સઉનો દર્પ ઉતારીશ ॥ ફરી એવું ન કરે કોય ॥ મુકતાનંદ શ્રાપ દીધો ॥ ધર્માદિકને જોય ॥ ૬ ॥ ॥ **કડવાં** ॥૧૬॥ **રાગ માલિગાડો** ॥ ધર્માદિકને કહે દુર્વાસા ॥ ધરો મનુષ્યના દેહ રે ॥ અસૂર કળી અધર્મના વિંટયા ॥ ત્યાં દુઃખ દ્યો ઘણું તેહ રે ॥ ધ ॥ ૧ ॥ અસૂરથી દુઃખ અવજ્ઞાને પામો ॥ મારી અવજ્ઞાના કરનારરે ॥ દુરવાશા એમ શ્રાપ દેઇને ॥ મૂન રહ્યા તે વારરે ॥ ધ ॥ ૨ ॥ ઉંચો શબ્દ દુરવાશા કેરો ॥ બહુ ક્રોધિલો બળિયોરે ॥ નારાયણ રૂષી ધર્મને ઉદ્ધવ ॥ સર્વે મળી સાંભળિયોરે ॥ ધ ॥ ૩ ॥ ઉઠ્યા સૌ દુરવાશાને દીઠા વળી ચરણે લાગ્યા જાયરે ॥ કરજોડી પ્રારથના કીધી ॥ તોપણ શાંતિ ન થાયરે ॥ ધ ॥ ૪ ॥ બોલ્યા ધર્મ દીન થઇ વાણી ॥ મેલીને સહજ સમાધિરે ॥ દંડ ઘટે અપરાધિને ઉપર ॥ પણ અમે નથી અપરાધિરે ॥ ધ ॥ ૫ ॥ જાણીને કે કપટ કરીને ॥ કીધો નહીં અપરાધરે ॥ ચિત્ત સૌનાં હરિ વાતમાં ચોંટયાં ॥ નોતી તનની સાધરે ॥ ધ ॥ ૬ ॥ તમે આવ્યા તે અમે ન જાણ્યા ॥

મહાતમ સર્વે બુઝુંરે ॥ તમ અર્થે હું સર્વસ ત્યાગું ॥ તો તમને કેમ ન પૂજુંરે ॥ ધ ॥ ૭ ॥ પરવસપણે તમારો કીધો ॥ મુનિ અનાદર આવોરે ॥ એ અપરાધને સહન કરીને ॥ શ્રાપ થકી મૂકાવોરે ॥ ધ ॥ ૮ ॥ વિપ્ર હૃદય નવનિત સરીખું ॥ કોમળ સેહેજે હોયરે ॥ કપટ રહિત્ત એવાં વચન ધર્મનાં ॥ સાંભળિયાં ચિત્ત પ્રોયરે ॥ ॥ ધ ॥ ૯ ॥ દુરવાશાનો વેગ ક્રોધનો કાંઇક થયો છે શાંતરે ॥ ત્યારે તે રૂષી બોલ્યા ધર્મ પ્રત્યે ॥ મેલીને મનની ભ્રાંતરે ॥ ધ ॥ ૧૦ ॥ મુનિ કહે નહીં મારી રીશ થોડી ॥ હું કોઇનો ન મેટું શ્રાપરે ॥ પૂન્ય મૂર્ત્તિ તમ પાસે ચિત્ત મારૂં ॥ કાંઈક થયું નિષ્પાપરે ॥ ધ ॥ ૧૧ ॥ એ ભગવાનની ઇચ્છા જાણો ॥ સાચી કહુ સમ ખાયરે ॥ માટે મારો શ્રાપ જે તમને ॥ નિષ્ફળ કે દી ન થાયરે ॥ ધ ॥ ૧૨ ॥ તમને હું અનુગ્રહ કરી કહુછું ॥ ધરશો મુનુષ્યનો દેહરે ॥ ત્યાં પણ મૂર્ત્તિ તમારી પત્નિ ॥ થાશે નહીં સંદેહરે ॥ ધ ॥ ૧૩ ॥ આ નારાયણ રૂષી તમારા ॥ પુત્ર થાશે ધર્મદેવરે ॥ તમને ને મુનિને અસૂરનાં દુખથી ॥ રાખી લેશે તતખેવરે ॥ ધ ॥ ૧૪ ॥ વળી તમારૂં ભરણ ને પોષણ ॥ કરશે તે વારમવારરે ॥ પુત્ર રૂપી ભગવાનમાં તમને ॥ થાશે અતિશે પ્યારરે ॥ ધ ॥ ૧૫ ॥ સ્નેહથી ચિત્તનો નિરોધ થાશે ॥ થોડાક કાળમાં ભારીરે ॥ મારા શ્રાપથી મૂકાઇને તમે ॥ દિવ્યગતિ પામશો સારીરે ॥ ધ ॥ ૧૬ ॥ હે ઉદ્ધવ મૂનિયો તમે ધરશો ॥ મનુષ્ય દ્વિજાતી દેહરે ॥ થાશે સખા ભગવાન તમારા ॥ પામશો દિવ્યગતિ તેહરે ॥ ધ ॥ ૧૭ ॥ એમ કહી મુનિ કૈલાશમાં પોંતા ॥ તજી સર્વ મનનો રોષરે ॥ ધર્માદિક મુનિમંડળ સૌને શ્રાપ થયો વિના દોષરે ॥ ધ ॥ ૧૮ ॥ નહીં વાર્યા ઠપકો નવ દીધો ॥ દુરવાશાને કાંયરે ॥ એ ઇચ્છા નારાયણ કેરી ॥ એમ સમજો મનમાંયરે ॥ ધ ॥ ૧૯ ॥ પછે ધર્મ ક

હું નારાયણુને ॥જોડીને બેઉ હાથરે ॥ અધર્મ અશૂરથી રક્ષા કરજો ॥ મુક્તાનંદના નાથરે ॥ ૫ ॥ ૨૦ ॥ ૫૬ ॥ ૪ ॥ પછે બોલ્યા નર નારાયણ વાણજી ॥ તમે સાંભળો ધર્મ સુજાણજી ॥ મારી ઇચ્છાએ થયો છે શ્રાપજી ॥ પૃથ્વિમાં બધ્યો છે અતિ પાપજી ॥ ૧ ॥ ઢાળ ॥ પાપ વધ્યો પૃથ્વિ વિષે ॥ તેણે સાધૂ અતિ પીડાય ॥ તમારો સુત હરિ નામે થઇ ॥ મેટીશ સર્વ બળાય ॥ ૨ ॥ સાધૂજનની અધિક રક્ષા ॥ કરીશ હુ વારમવાર ॥ ધર્મજ્ઞાન વૈરાગ્ય સોતી ॥ ભક્તિ કરીશ વિસ્તાર ॥ ૩ ॥ વળી હું તમ ભેળોજ વિચરીશ॥ માટે ચિંતા તજો તમે તાત ॥ જ્યાં ઈચ્છા હોય ત્યાં દ્વિજ જાતિમાં ॥ દેહ ધરો સાક્ષાત ॥ ૪ ॥ ધર્માદિકે ભગવાનને ॥ કીધાં વંદન કરી અતિ પ્રીત ॥ આપ આપણે આસને ગયા ॥ ધરવા દેહ મનુષ્યની રીત ॥ ૫ ॥ ધર્માદિકને દેહ ધર્યાનું ॥ કારણ નહીં રૂષી શ્રાપ ॥ મુક્તાનંદના નાથની ઈચ્છા ॥ કરશે લિલા આપ ॥ ૬ ॥ કડવાં ॥ ૧૭ ॥ ધર્મ ભક્તિ રૂષી વૃંદ અપારજી ॥ હરિ પ્રિય ઉદ્ધવ પરમ ઉદારજી ॥ દેશદેશમાં મનુષ્ય દેહજી ॥ ધરવા ઈચ્છે દ્વિજકૂળ તેહજી ॥ ૧ ॥ ॥ ઢાળ ॥ ધર્માદિક દ્વિજકૂળ વિષે ॥ જનમ્યાની કીધી આશ ॥ તેજ સમે સઉ અશૂરને ઊર ॥ વાધ્યો ક્રોધ ને ત્રાસ ॥ ૨ ॥ અસૂર રાક્ષસ દૈત્યને ॥ હણ્યા પ્રથમ શ્રી ભગવાન ॥ તે વૈર લેવા થયા તતપર ॥ અસૂર ધરી અભિમાન॥ ૩ ॥ ધર્માદિક મુનિવૃંદને ॥ થયો દુરવાશાનો શ્રાપ ॥ તે જાણીને અશૂર અગણિત ॥ પ્રગટિયા મહા પાપ ॥ ૪ ॥ કોઈક ગુરૂ રૂપે થયા ॥ કોઈ થયા રાજા રૂપ ॥ ધર્મ ભક્તિ સંતજનને દુઃખદાયક ખલ ભૂપ ॥ ૫ ॥ ધર્માદિક શ્રી કૃષ્ણુનાં ॥ જાણીને મૂલ વિશાલ ॥ મુક્ત કહે તે ટાળવાને ॥ મંડયા અશૂર વિકાળ ॥ ૬ ॥ કડવાં ॥ ૧૮ ॥ ગુરૂરૂપે હવા દાનવ જેહજી॥ શિવ શાક્તિના ભક્ત થયા

તેહજી ॥ કેટલાક વૈશ્નવિ દિક્ષા ધારિજી ॥ ગુરૂ થઈ બોલ્યા બહુ નર નારિજી ॥ ૧ ॥ ઢાળ ॥ ગુરૂ થઈ નર નારીને ॥ આપે અસત ઉપદેશ ॥ ધર્મથી કરે ભ્રષ્ટ સઉને ॥ તેનો ત્રાશ ન લેશ ॥ ૨ ॥ ભવ તારણ શ્રી કૃષ્ણની ॥ ભક્તિથી પાડે એહ ॥ અતિ પાખંડે કરી પાપિયો ॥ પોષે સદા નિજ દેહ ॥ ૩ ॥ હિંસ જગન કરાવીને ॥ મારે તે જીવ અપાર ॥ જંત્ર મંત્રને કૃત્યા સાધી ॥ વશ કર્યો સંસાર ॥ ૪ ॥ મધ માંશને ખાઈને ॥ કરે પર ત્રિયાનો સંગ ॥ એમ વેદ ધર્મ ઉછેરવા ॥ પ્રવતાવે પાપ અભંગ ॥ ૫ ॥ રાજા પણ તે ગુરૂ તણા ॥ થયા શિષ્ય હણવા ધર્મ ॥ મુક્ત કહે ગુરૂ શિષ્ય દાનવ ॥ કરે તે નિંદિત કર્મ ॥ ૬ ॥ કડવાં ॥ ૧૯ ॥ ગુરૂ ને શિષ્ય દાનવ અહંકારીજી ॥ નિશંક થઇ કરે અધર્મ ભારીજી ॥ અતિ નિંદિત કરે કર્મ ગમારજી ॥ સહ્યોરે ન જાય તે ભૂમિથી ભારજી ॥ ૧ ॥ ઢાળ ॥ ભૂમિ ભાર ન સહી સકી ॥ કંપે તે વારમવાર ॥ ઇંદ્ર પણ કરે અલ્પ વૃષ્ટિ ॥ પડે દુકાળ અપાર ॥ ૨ ॥ પછે ધર્મ જેમ પ્રગટિયા ॥ પૂર્વ દેશ મોઝાર ॥ તેજ પ્રસંગને વર્ણવું ॥ સૂણી થાય સૌ ભવપાર ॥ ૩ ॥ રકહટ નામે પૂર વિષે ॥ રહે સરવરિયા દ્વિજ ધીર ॥ બાલકરામ એ નામ છે ॥ અજ અંશ ગુણ ગંભીર ॥ ૪ ॥ ગોત્ર સાવર્ણિ તેહનું છે ॥ પ્રવર ત્રણ્ય ઉદાર ॥ ભાર્ગવ વૈતહવ્ય સાવેત્તસ ॥ એજ કૂળ શણગાર ॥ ૫ ॥ સામ વેદ તે વિપ્રનો કૌથમી શાખા જેહ ॥ મુક્તાનંદ કહે અડક પાંડે ॥ એવા દ્વિજ વર એહ ॥ ૬ ॥ કડવાં ॥ ૨૦ ॥ રાગ ગરબી ॥ સ્વધર્મ નિષ્ટ સદા સૂવિચારી ॥ પાંડે શ્રી બાલકરામરે ॥ શ્રી હરિની સેવામાં તતપર અગણિત શુભ ગુણ ધામરે ॥ ૧ ॥ કામ ક્રોધ મદ લોભ ને ઇર્ષા ॥ અંતરમાં નહીં લેશરે ॥ શુદ્ધ ભાવે સઉનું હીત ઈચ્છે ॥ આપે સૌ સત્ય ઉપદેશરે ॥ ૨ ॥ શ્રી વૃજચંદ તણી લીલાનું ॥ પ્રેમ સહિત

કરે ગાનરે ॥ પાંડે બાલકરામ નિરંતર ॥ એમ ભજે ભગવાનરે ॥૩॥ ધર્મદેવ જેહના સૂત થાશે ॥ એવા એ વિપ્ર ઉદારરે ॥ મુક્તાનંદ કહે તે દ્વિજના ॥ પુન્ય તણો નહીં પારરે ॥ ૪ ॥ પદ ॥ ૫ ॥ અધિક જીતે ઇંદ્રિય દ્વિજવર એહજી ॥ વેદ પુરાણ શાસ્ત્રવિત તેહજી ॥ ભાર્યા તેની ભાગ્યવતિ નામજી ॥ સતી સાધ્વિ મહા શુભ ગુણ ધામજી ॥ ૧ ॥ ઢાળ ॥ શુભ ગુણ ધામ તે દ્વિજ સતી ॥ તેના સૂત થયા વૃષદેવ ॥ મધ્યાન ઉત્તર વિશ્વાધારક ॥ પ્રગટિયા તતખેવ ॥ ૨ ॥ સંવત સત્તર ને છનુંવે ॥ પ્રમોદ સંવત્સર જેહ ॥ સરદ રૂતુ દક્ષિણાન્ય ભાનું ॥ માસ કાર્તિક એહ ॥ ૩ ॥ શુકલ પક્ષ એકાદશી ॥ કુંભ લગ્ન ને બુધવાર ॥ ઉત્તરા નક્ષત્રે પ્રગટયા ॥ શ્રી ધર્મદેવ ઉદાર ॥ ૪ ॥ દેવ વજાવે દુંદભિ ॥ નભ નાચે સૂરત્રિય વંદ ॥ ગાંધર્વ લાગ્યા ગાવવા ॥ સૌ પામ્યા અતિ આનંદ ॥ ૫ ॥ સૂરકુમસ વૃષ્ટિ કરે ॥ દ્વિજ કરે વેદ ઉચ્ચાર ॥ મુક્તાનંદ ત્રિભૂવન વિષે ॥ એમ વાધ્યો હર્ષ અપાર ॥ ૬ ॥ કડવાં ॥ ૨૧ ॥ ભૂમિ વિષે વધ્યો આનંદ ભારીજી ॥ પૂર ને ગ્રામ થયાં મંગળકારીજી ॥ યાજ્ઞિક દ્વિજના અગ્નિ જેહજી ॥ ધૂમ રહિત થયા પ્રજવલિત તેહજી ॥ ૧ ॥ ઢાળ ॥ ધૂમ રહિત પ્રજવલિત થયા ॥ અગ્નિ તે શુદ્ધ સ્વરૂપ ॥ ચિત્ત પણ સત પુરૂષનાં ॥ થયાં અધિક શાંત અનુપ ॥ ૨ ॥ કૂપ સર સરિતા તણાં ॥ થયાં અધિક નિર્મલ નીર ॥૨॥ આકાશ અતિ નિર્મલ થયો ॥ વહે સૂખદ ત્રિવિધ સમીર ॥ ૩ ॥ સિદ્ધ જય ધ્વનિ ઊચરે ॥ રૂષી આપે આશિર્વાદ ॥ વાજીંત્ર વાજે અતિ ઘણું ॥ તેનો થાય સૂખ પ્રનાદ ॥ ૪ ॥ સ્નાનાદિક વિધી આચરી ॥ સૂતનું જે જાતક કર્મ ॥ મહા વિપ્ર પાસ કરાવિયું ॥ જાણી યથા વિધી મર્મ ॥ ૫ ॥ વિપ્ર વૃંદને પ્રેમસુ ॥ આપિયાં બહુ વિધિ દાન ॥ મુક્તાનંદ એમ સર્વનું ॥ કીધું અતિ સનમાન ॥ ૬ ॥ કડવાં ॥ ૨૨ ॥ સજળ

જળ દસમ શ્યામ શરીરજી ॥ ભૂજ પ્રલંબ અતિ ગુણ ગંભીરજી ॥ શ્યામ સ્વરૂપ પણ કાંતિ ધામજી ॥ ગુણ જાણી ધર્યું દેવશર્મા નામ જી ॥ ૧ ॥ **ઢાળ** ॥ દેવશર્મા નામ ધરિયું ॥ જોઇ અતિ મનોહર રૂ પ ॥ માત પિતાનાં મન વિષે ॥ આનંદ વાધ્યો અનુપ ॥ ૨ ॥ માત પિતા પોષણ કરે ॥ વધે બાળચંદ્ર સમાન ॥ પછે આપ્યું ઉપવિત પુત્ર ને ॥ દ્વિજ વરે વેદ વિધાન ॥ ૩ ॥ ધર્મ ઉપવિત પામીને ॥ ભણ્યા વે દ વિદ્યા સાર ॥ બાર વરસ લગી રાખિયું ॥ બ્રહ્મચર્ય વૃત્ત ઉદાર ॥ ૪ ॥ અલ્પ કાળમાં ભણી રહ્યા ॥ ઇતિહાસ વેદ પુરાણ ॥ તેણે અ તિ પ્રતાપિ જાણિયાં ॥ એવા ધર્મ પરમ શૂજાણ ॥ ૫ ॥ પછે તે ગુણ વંત ભામિની ॥ વરવાને ઇચ્છયા એહ ॥ મુકતાનંદ કહે કહુ કથા ॥ સંક્ષેપથી કરી તેહ ॥ ૬ ॥ **કડવાં** ॥ ૨૩ ॥ કોશલદેશ વિષે અભિરા મજી ॥ સરિતા એક મનોરમા નામજી ॥ તિહાં મખોટા તિર્થ ઉદારજી ॥ યાત્રાએ આવે લોક અપારજી ॥ ૧ ॥ **ઢાળ** ॥ યાત્રાએ આવે લોક સૌ ॥ કરી સ્નાન નિર્મળ થાય ॥ એ છે અવધથી ઉત્તર દિશે ॥ મહિ મા કહ્યો નવ જાય ॥ ૨ ॥ તેથી ઉત્તર દિશ વિષે ॥ અતિ ઉત્તમ છપૈ યા ગામ ॥ તેમાં વસે એક વિપ્રવર ॥ કાલુ ત્રવાડી નામ ॥ ૩ ॥ ભવા ની તેહની ભામિની ॥ દંપતિ શુદ્ધ હરિદાસ ॥ તેના સુત ભક્તિ થયા ॥ જેથી ટળે ભવના ત્રાસ ॥ ૪ ॥ સંવત સત્તર અઠાણુંએ ॥ કાર્તકી પુનેમ બુધવાર ॥ નક્ષત્ર કૃતિકા સાયંકાલે ॥ પ્રગટી કુંવરી ઉદાર ॥ ૫ ॥ દેવ વજાવે દુંદભિ ॥ વરત્યો તે જયજયકાર ॥ મુક્તાનંદ કહે દશેદિશા માં ॥ આનંદ વાધ્યો અપાર ॥ ૬ ॥ **કડવાં** ॥ ૨૪ ॥ **રાગ ધો ળ** ॥ પોતે ભક્તિ પ્રગટ થયા ભૂમિમાં ॥ તેનો ત્રિભૂવનમાં ન સમાય આનં દ ॥ **ભ** ॥ મુનિ શ્રાપે કરીને માનવ થયા ॥ સૌના કાપવારે દારૂણ ભવફંદ ॥ **ભ** ॥ ૧ ॥ તે દિનથી મનુષ્ય શુદ્ધ મન થયાં ॥ સૌને વાધીરે શ્રી કૃષ્ણ

સૂ પ્રીત ॥ ભ ॥ હરિની શ્રવણાદિક ભક્તિ વિષે ॥ નર ત્રિયનાંરે ચોંટયાં દ્રઢ ચિત્ત ॥ ભ ॥ ૨ ॥ શ્રી કૃષ્ણનાં મંદિર જ્યાં હતાં ॥ તિહાં આનંદરે થયા ઉચ્છવ સાર ॥ ભ ॥ સિદ્ધ ચારણ ગાંધર્વ ગાય છે ॥ નાચે નભ-માંરે સૂર નારિ અપાર ॥ ભ ॥ ૩ ॥ થયાં ઉચ્છવ ચૌદે લોકમાં ॥ દૈવિ જનનેરે મનમોદન માય ॥ ભ ॥ સર્વે વિપ્રત્રિયા ટોળે મળી ॥ દીએ આ-શિશરે પ્રેમે મંગલ ગાય ॥ ભ ॥ ૪ ॥ એવો પ્રબલ પ્રતાપ દેખાડતાં ॥ ધર્યો દ્વિજ કૂળરે માનવ અવતાર ॥ ભ ॥ મુક્તાનંદ કહે ભક્તિમાતના ॥ પદ-રજને વંદુ વારમવાર ॥ ભ ॥ ૫ ॥ પદ ॥ ૬ ॥ મંત્ર રહિત તેના સંસ્કાર-જી ॥ પિતાએ કરાવ્યા કરી બહુ પ્યારજી ॥ વિપ્ર વૃંદનું કરી સનમાન જી ॥ શાસ્ત્ર વિધે આપ્યાં બહુ દાનજી ॥ ૧ ॥ ઢાળ ॥ યથા વિધી બહુ દાન પામી ॥ રીઝયા દ્વિજ ગુણ ધામ ॥ જોઈ જન્મ અક્ષર જોતિશી ॥ ધરિયું તે બાલા નામ ॥ ૨ ॥ તે દિનથી તે વિપ્રનાં ॥ ઘરમાં વધ્યો સૂખસાજ ॥ તોપણ દ્વિજ નિષ્કામ થઈને ॥ ભજે શ્રી મહારાજ ॥ ૩ ॥ ભક્તિ શિશુ ચરિત્રે કરી ઢાંક્યું પોતાનું જ્ઞાન ॥ ચંદ્રકળા સમ નિત વધે ॥ પ્રેમે ભજે શ્રી ભગવાન ॥ ૪ ॥ રૂપ ગુણ લક્ષણે કરી ॥ શ્રી કપિલ પ્રભુના માત ॥ દેવહુતી સમ થયા ॥ જશ બાધ્યો અતિ વિખ્યાત ॥ ૫ ॥ બાલપણાથી દ્રઢ થયો ॥ શ્રી કૃષ્ણ સંગ અનુરાગ ॥ મુક્તાનંદ કહે કૃષ્ણ ભક્તિ ॥ કરે સદા બડ ભાગ ॥ ૬ ॥ કડવાં ॥ ૨૫ ॥ કૃષ્ણ ભક્તિમાં પ્રેમ અપારજી ॥ એવાં બાલા પરમ ઉદારજી ॥ તેને તે દેખી નર ત્રિય વૃંદજી ॥ ભક્તિ નામ ધરિયું સૂખ-કંદજી ॥ ૧ ॥ ઢાળ ॥ ભક્તિ એ નામે કરી ॥ સૌ બોલાવે સંસાર ॥ નીજ ગુણે થયું નામ સુંદર ॥ એવો પ્રભુ સંગ પ્યાર ॥ ૨ ॥ એ નીજ કન્યા યોગ્ય વર ॥ શ્રી ધર્મ અતિ શુભ નામ ॥ તે નીજ ઘર તેડાવિ-યાં ॥ કરવા તે ઉત્તમ કામ ॥ ૩ ॥ ધર્મદેવના તાતજે ॥ પાંડે શ્રી બાલક રામ ॥ આવિયા બહુ જાન લઇને ॥ વેદ વિદ્યા ધામ ॥૪॥ ભક્તિ નામે નીજ

સુતા ॥ તેને વેદ વચન પ્રમાણુ ॥ દ્વિજ તીલક શ્રીધર્મદેવને ॥ આપિયાં પરમ સુજાણુ ॥ ૫ ॥ વરકન્યા પરણાવીને ॥ કર્યુ સર્વનું સનમાન ॥ મુક્તાનંદ કહે બંદિજનને ॥ આપ્યાં બહુ વિધી દાન ॥ ૬ ॥ કડવાં ॥ ૨૬ ॥ શુભ ગુણ સાગર શોભા ધામજી ॥ નીજ જામાત્રુ દેવસર્મા નામજી ॥ ભક્તિને તાતે રૂડી પેરજી ॥ વિનય કરી રાખ્યા નીજ ઘેરજી ॥ ૧ ॥ ઢાળ ॥ પ્રેમ કરી ઘેર રાખિયા ॥ એવા ધર્મ પરમ ઉદાર ॥ નીજ તાતની આજ્ઞા થકી ॥ રહ્યા સશુર સદન મોઝાર ॥ ૨ ॥ બાલસર્મા વિપ્ર વર ॥ સદ ગ્રંથનો લખી મર્મ ॥ ભક્તિ ને બહુ ભેદ સોતા ॥ કહ્યા પતિવૃત્ત ધર્મ ॥ ૩ ॥ પતિવૃતાના ધર્મ સર્વે ॥ ભક્તિમાં દ્રઢ જોઇ ॥ પતિ વિષે અતિ પ્રેમવંતિ ॥ એવી ન અન્ય ત્રિય કોઈ ॥ ૪ ॥ પ્રેમ પતિવૃત્ત ધર્મમાં ॥ જોઈ પાંડે બાલકરામ ॥ ગુણ અનુસારે ભક્તિનું ॥ ધર્યુ પ્રેમવતિ એ નામ ॥ ૫ ॥ પ્રેમવતિની રીત જોઈને ॥ અપર ત્રિયને અપાર ॥ મુક્તાનંદ કહે પતિવૃતાના ॥ ધર્મમાં થયો પ્યાર ॥૬॥ કડવાં ॥ ૨૭ ॥ ગ્રહસ્થાશ્રમના ધર્મ છે જેહજી ॥ નીજ સૂત ધર્મને કહ્યા તેહજી ॥ તેમ હરિભક્તિ કર્યાની રીતજી ॥ કહી જેમ પ્રભુ સંગ વાધે પ્રીતજી ॥ ૧ ॥ ઢાળ ॥ પ્રેમ વધે જેમ પ્રભુ વિષે ॥ એમ શિક્ષા કહી શ્રુતિસાર ॥ તેમ એકાદશી આદિવૃત્તા ॥ કરવાં કહ્યાં કરી પ્યાર ॥ ૨ ॥ શ્રી રઘુવરના ભક્તમાં ॥ મુખ્ય મારૂત નંદન જેહ ॥ એજ નીજ કૂળ દેવ છે ॥ તેને પૂજવા કરી નેહ ॥૩ ॥ તેમ દિવાળી ને દિને ॥ કૂળદેવી કમળા માત ॥ તેને પૂજવા અતિ પ્રેમસૂ ॥ કરી શાસ્ત્રવિધી સાક્ષાત ॥ ૪ ॥ બાલસર્મા પુત્રને ॥ એમ આપી શિક્ષા સાર ॥ કૃષ્ણુસર્મા પાસ આજ્ઞા ॥ માગીને થયા ત્યાર ॥ ૫ ॥ ધર્મ કેરા તાત તે ॥ એમ પોહોંચિયા નીજ ગામ ॥ મુક્તાનંદ કહે ધર્મ ભક્તિ ॥ ભજે તે સુંદર શ્યામ ॥ ૬ ॥ કડવાં ॥ ૨૮ ॥ રાગ સામેરી ॥

ધર્મદેવ નીજ પત્નિ સોતા ॥ ગૃહસ્થના ધર્મ છે જેહરે ॥ સંકટમાં પણ ચુક ન પાડે ॥ પાળે યથારથ તેહરે ॥ ધ ॥ ૧ ॥ ધર્મવાન માણસની સંગત ॥ કરેછે અધિક મૂદ આણીરે ॥ પરના દોષ કહે નહીં મૂખથી ॥ વ્યર્થ ન બોલે વાણીરે ॥ ધ ॥ ૨ ॥ એમ તેહને અતિ ધર્મમાં નિષ્ટા ॥ જોઇને સૌ સંસારરે ॥ ધર્મ એ નામ ધર્યું તે દ્વિજનુ ॥ એવા છે અનઘ ઉદારરે ॥ ધ ॥ ૩ ॥ ધર્મ ધર્મ કહી સૌ બોલાવે ॥ જાણીને ધર્મનું રૂપરે ॥ મુક્તાનંદ કહે ધર્મ ભક્તિનો ॥ મહિમા પરમ અનૂપરે ॥ ધ ॥ ૪ ॥ પદ ॥ ૭ ॥ સ્વધર્મ નિષ્ટ કૃષ્ણના ભક્તજી ॥ ધર્મ ને ભક્તિ વિષય વિરકતજી ॥ શ્રુતિ સ્મૃતિએ જે કહ્યાં સદાચારજી તે સર્વ આચર્યા પરમ ઉદારજી ॥ ૧ ॥ ઢાળ ॥ આચર્યા આદર કરી ॥ સર્વ યથાવિધી જેહ ॥ જન્માષ્ટમિ એકાદશી આદિક ॥ વૃત્ત કર્યા વળી તેહ ॥ ૨ ॥ ધર્મ જ્ઞાન વૈરાગ સોતી ॥ કૃષ્ણ ભક્તિ જેહ ॥ પ્રેમ ભીનાં ધર્મ ભક્તિ ॥ કરે નિરંતર તેહ ॥ ૩ ॥ ભૂમિ વિષે મુનિ શ્રાપથી ॥ ઉપન્યાં જે રૂષીના વૃંદ ॥ તે ધર્મ જ્ઞાન વૈરાગ સોતી ॥ પામ્યા ભક્તિ સ્વચ્છંદ ॥ ૪ ॥ પછે તે ભક્તિ ધર્મને ॥ થયા એક પુત્ર ઉદાર ॥ રામપ્રતાપ એ નામ છે ॥ શ્રી કૃષ્ણ સંગ દઢ પ્યાર ॥ ૫ ॥ સૂત સહિત છપૈયા વિષે ॥ રહ્યાં ધર્મ ભક્તિ આપ ॥ મુક્તાનંદ કહે ચહુ દિશે ॥ થયો અશૂરનો સંતાપ ॥ ૬ ॥ કડવાં ॥ ૨૯ ॥ પ્રથમ ભૂમિપર ધર્મ કુઠારજી ॥ ઉપન્યા અધમતિ અશૂર અપારજી ॥ ધર્મવાન હરિનાં જન જેહજી ॥ તેને બહુ વિધી પીડે એહજી ॥ ૧ ॥ ઢાળ ॥ પીડે બહુ વિધ સંતને ॥ એવા અશૂર અતિ વિકાળ ॥ જેમ દુઃખ પડે હરિભક્તને ॥ સૌ તેમ કરે તતકાલ ॥ ૨ ॥ ભૂમિ વિષે રૂષી માત્રને ॥ નીજ શત્રુ જાણી સોય ॥ અશૂર અતિ પીડા કરે ॥ શાંતિ ન પામે કોય ॥ ૩ ॥ ભક્તિ શોતા ધર્મને ॥ દઢ શત્રુ જાણી એક ॥ તેને તે બહુ વિધી પીડવા ફરે અશૂર વૃંદ અનેક ॥ ૪ ॥ થાય દુઃખ

જેમ ધર્મને ॥ કરે અશૂર તેજ ઉપાય ॥ એ કષ્ટ કૂમતિ અશૂરનું ॥
તે ધર્મે કેમ સેવાય ॥ ૫ ॥ તે માટે ઘરને તજી ॥ નીજ પત્નિ સોતા
ધર્મ ॥ મુક્તાનંદ કહે અવધમાં ॥ વશિયા તે જાણી મર્મ ॥ ૬ ॥
કડવાં ॥ ૩૦ ॥ ત્યાં અશૂર દીએ કષ્ટ અનેકજી ॥ રીએન શાંતી આવે પ
લ એકજી ॥ ત્યારે તે ધર્મ અવધપૂર ત્યાગિજી ॥ અન્ય તીર્થમાં થયા
અનુરાગિજી ॥ ૧ ॥ ઢાળ ॥ કાશી આદિ તીર્થમાં ॥ ગયા જ્યાં જ્યાં
વૃષ કરી પ્યાર ॥ ત્યાં ત્યાં અધમય અશૂરથી ॥ પામ્યા તે કષ્ટ અપા-
ર ॥ ૨ ॥ ફરતા ફરતા તીર્થમાં ॥ આવ્યા પ્રાગ રાજમાં ધર્મ ॥ કરીને
તે સ્નાન ત્રિવેણીમાં ॥ કીધું સંધ્યા વંદન કર્મ ॥ ૩ ॥ તીર્થ યાત્રા ક
ર્યા સારૂ ॥ આવ્યા તે ગુણ ભંડાર ॥ ત્યાં રામાનંદ સ્વામિ મળ્યા ॥
એ છે ઉધ્ધવનો અવતાર ॥ ૪ ॥ શિષ્ય સોતા સ્વામિને ॥ નિર્ખિને ધ
ર્મ ઉદાર ॥ નારિ સહિત અતિ નમ્ર થઇ ॥ વંદ્યા તે વારમવાર
॥ ૫ ॥ હવે તે ઉધ્ધવ સ્વામિએ ॥ જેમ ધર્યો દ્વિજકૂળ દેહ ॥
મુક્તાનંદ કહે કહું કથા ॥ સંક્ષેપથી કરી તેહ ॥ ૬ ॥ કડવાં ॥ ૩૧ ॥
અવધપૂરિમાં શુભ ગુણ ધામજી ॥ સરવરિયા દ્વિજ અજય છે
નામજી ॥ કસ્યપ ગોત્ર તે દ્વિજનું જેહજી ॥ આશ્વલાયન શાખા
શુભ તેહજી ॥ ૧ ॥ ઢાળ ॥ અધિક ॥ શુભ મતિ વિપ્ર તે ॥ રૂગવેદિ
સ્વધર્મ નિષ્ટ ॥ કમલ નયન શ્રી કૃષ્ણને ॥ જાણે તે દૃઢ નીજ ઇષ્ટ
॥ ૨ ॥ પુન્ય મતિવાળા સદા ॥ વિધા વિનય યુક્ત સોય ॥ ઇંદ્રિજીત ને
સત્યવાદી ॥ એ સમ અવર ન કોય ॥ ૩ ॥ તે બ્રાહ્મણની સૂમતિ ના
મે ॥ નારિ વિષે ગંભીર ॥ દુર્વાશાના શ્રાપથી ॥ પ્રગટયા તે ઉદ્ધવધી
ર ॥ ૪ ॥ સંવત સત્તર પંચાણુવે ॥ રૂતુ વર્ષા શ્રાવણ માશ ॥ કૃષ્ણ પ
ક્ષની અષ્ટમિ ॥ થયા ઉધ્ધવ પ્રાત પ્રકાશ ॥ ૫ ॥ વેદે કહ્યા જે વિપ્રને ॥
જાત કર્માદિક સંસ્કાર ॥ મુક્તાનંદ કહે અનુક્રમે ॥ તેને પામ્યા પરમ

ઉદાર ॥ ૬ ॥ કડવાં ॥ ૩૨ ॥ રાગ મલાર ॥ એમ એ દ્વિજ કૂળ પ્રગટયા ॥ ઉદ્ધવ અવિકારી ॥ સમયથી એ ઉપવિતને ॥ પામ્યા સુવિ ચારી ॥ એ ॥ ૧ ॥ તે ઉદ્ધવને પૂર્વનો ॥ અભ્યાશ છે ભારી ॥ બાળ પણામાંથી થયા ॥ અતિ પ્રિય ગીરધારી ॥ એ ॥ ૨ ॥ ધર્મને જ્ઞાન વૈ રાગ્ય જે ॥ અતિશે અધહારી ॥ તે સોતી હરિભક્તિની ॥ ચડી પ્રેમ ખુમારી ॥ એ ॥ ૩ ॥ અતિ વૈરાગ્યના વેગથી ॥ નીજ ઘર તજી દીધું ॥ રહી વરણીના ધર્મમાં ॥ મન વશ કરી લીધું ॥ એ ॥ ૪ ॥ શ્રી રામા નુંજ સ્વામિથી ॥ દિક્ષાને પામ્યા ॥ નિર્ખિ પ્રગટ શ્રી કૃષ્ણને ॥ સં- શય સર્વે વામ્યા ॥ એ ॥ ૫ ॥ તીરથ સર્વેમાં ફર્યા ॥ કર્યા જન નિષ્કા- મિ ॥ મુક્ત કહે વિખ્યાત છે ॥ રામાનંદ સ્વામી ॥ એ ॥ ૬ ॥ પદ ॥ ૮ ॥ ધર્મ સહિત મહા મંગળ રૂપજી ॥ કૃષ્ણ ભક્તિ સૂખકારી અનૂપજી ॥ તેનો સઉને કરે ઉપદેશજી ॥ નીજ ઉરમાં સ્વાર્થ નહીં લેશજી ॥ ૧ ॥ ॥ ઢાળ ॥ સ્વાર્થ લેશ ન ઊર વિષે ॥ એવા ઉદ્ધવ સ્વામિ જેહ ॥ ભક્તિ મગ ઉપદેશમાં ॥ થયા મુખ્ય અતિશે તેહ ॥ ૨ ॥ તે ઉદ્ધવ ભૂમિ વિષે ॥ સઉ જીવનાં હીત કાજ ॥ ફરતા ફરતા આવિયા ॥ જ્યાં પ્રાગ તીર્થ રાજ ॥ ૩ ॥ ત્યાં એ ઉદ્ધવ સ્વામિને ॥ થયો ધર્મ સંગ મે લાપ ॥ કહી ધર્મને શુભ હરિ કથા ॥ સૂણતાં ટળે સંતાપ ॥ ૪ ॥ સ્વા મિ કેરાં વચનથી ॥ થયાં ધર્મ ભક્તિ શાંત ॥ જ્યાં અસૂર કોઈ આવે નહીં ॥ ત્યાં રહ્યાં સ્થળ એકાંત ॥ ૫ ॥ તેજ નિશા તે સ્વામિને ॥ સં ગ રહ્યા વૃષ ધીર ॥ મુક્તાનંદ કહે ચરણ સેવા ॥ કીધી ગુણ ગંભી ર ॥ ૬ ॥ કડવાં ॥ ૩૩ ॥ ચરણની સેવા કરતા સુહાઈજી ॥ નીશીમાં સ્વપ્ન થયું સૂખદાઈજી ॥ સ્વપ્નમાં દીઠું તેજ વિશાળજી ॥ તે મધ્ય નિર્ખ્યા મદનગોપાળજી ॥ ૧ ॥ ઢાળ ॥ તેજ વિષે શ્રીકૃષ્ણને ॥ નિ ર્ખ્યા તે પ્રગટ સ્વરૂપ ॥ ત્યારે તે ઉદ્ધવ સ્વામિનો ॥ જાણ્યો પ્રતાપ અનૂપ ॥ ૨ ॥ ઉદ્ધવને એમ જાણિયા ॥ સદગુરૂ સમર્થ એહ ॥ ધર્મ

ભક્તિ શિષ્ય થાવા ॥ ઈચ્છયાં તજી સંદેહ ॥ ૩ ॥ તે ઉદ્ધવસ્વામિથ કી ॥ વૈષ્ણવી દિક્ષા જેહ ॥ તેને ધર્મ ભક્તિ પામિયાં પ્રભુ સંગ પ્રબળ સ્નેહ ॥૪॥ અષ્ટાક્ષર મહા મંત્રનો ॥ કર્યો સ્વામિએ ઉપદેશ ॥ કહ્યો હૃસ્ય પણ તે મંત્રનો ॥ કાશળ ન રાખી લેશ ॥૫॥ શ્રી ઉદ્ધવ સંપ્રદાયના ॥ અહિંસાદિ બહુ યમ નેમ ॥ કહે મુક્ત તે ઉપદેશ પામ્યા ॥ જેથી રહે નિત ક્ષેમ ॥ ૬ ॥ કડવાં ॥ ૩૪ ॥ શ્રી ઉદ્ધવ સંપ્રદાયની રીતજી ॥ ભક્તિ ધર્મને કહી કરી પ્રીતજી ॥ સ્વધર્મ જ્ઞાન વૈરાગ્ય સમેતજી ॥ કૃષ્ણભક્તિ કરી પ્રેમ નીકેતજી ॥ ૧ ॥ ઢાળ ॥ પ્રેમનીકેત શ્રી કૃષ્ણની ॥ જે અનન્ય ભક્તિ અનૂપ ॥ તેનો કર્યો ઉપદેશ બેઉને ॥ કીધાં શાંત સ્વરૂપ ॥ ૨ ॥ પછે તે બેઉને એમ કહ્યું ॥ તમે શુભ ગુણ ભંડાર ॥ માટે અમારા શિષ્યમાં ॥ અતિ મુખ્ય થાશો ઉદાર ॥૩॥ તમે તમારે ઘેર જાઓ ॥ ભજો શ્રી ભગવાન ॥ પ્રેમ મગન શ્રી કૃષ્ણના ॥ ગુણનું તે કરજો ગાન ॥ ૪ ॥ નીજ આશ્રિતને કૃષ્ણના ॥ શુભ મંત્રનો ઉપદેશ ॥ કરજો તે મારાં વચનથી ॥ ડરશો ન ઊરમાં લેશ ॥ ૫ ॥ ગુરૂ વચન શીરપર ધરી ॥ બેઉ આવ્યાં નીજ ઘેર ॥ મુક્તાનંદ કહે કૃષ્ણભક્તિ ॥ આરંભી ભલી પેર ॥ ૬ ॥ કડવાં ॥ ૩૫ ॥ ત્યાં થયા ધર્મના શિષ્ય અપારજી ॥ વિપ્રાદિક શુભ ગુણ ભંડારજી ॥ શિષ્ય સર્વે લાવી ધન ધાનજી ॥ તે વડે ધર્મનું કર્યું સનમાનજી ॥ ૧ ॥ ઢાળ ॥ ધર્મનું સનમાન શિષ્યે ॥ કીધું વિવિધ પ્રકાર ॥ તેણે ધર્મ બહુ શ્રીવંત થયા ॥ એમ જાણે સૌ સંસાર ॥૨॥ ધર્મને ધર્મના આશ્રિત ॥ તે ઉપર બહુ દ્વેષ ॥ મંડયા અસૂર અતિશે પીડવા કરે ॥ ઊરમાં દયા નવ લેશ ॥ ૩ ॥ જેજે ધર્મની જીવિકા ॥પશુ તુરંગ ધન ભંડાર ॥ તેને તુરત હરી લેતા હવા ॥ એવા અશૂરનો ભાર ॥ ૪ ॥ એ રીતે એ ધર્મનું ॥ અપમાન કીધું જેહ ॥ અશૂર રાક્ષસ દૈત્યને ॥ સંભવે કરવું તેહ ॥ ૫ ॥ ત્યારે તે ધર્મ દરિદ્ર

તાનું ॥ પામ્યા કષ્ટ અનંત ॥ મુક્તાનંદ કહે તોએ નિશદિન ॥ ભ
જે શ્રી ભગવંત ॥ ૬ ॥ કડવાં ॥ ૩૬ ॥ રાગ મેવાડો ॥ ધીરજ
દીધીરે ધર્મે ભક્તિનેરે ॥ કહી કહી વિનય સહિત વચન ॥ મહા દુઃખ
દેખીરે રૂદન ન કીજીએરે ॥ જોઇ જોઈરીઝે રિપૂ દુરિજંન ॥ ધી ॥ ૧ ॥
સૂરમુનિ નૃપમાં જે સમર્થ થયારે ॥ તેણે તેણે રિપૂ તણા દુઃખ
જેહ ॥ નીજનીજ નારી સહિત ધીરજ ધરીરે ॥ જેમતેમ ભોગવિયાંરે
છે તેહ ॥ ધી ॥ ૨ ॥ સૂરપતી પાંડવ પાંચ વસિષ્ટજીરે ॥ હરિચંદ રા
જા અધિક ઉદાર ॥ એવા એવા સમર્થ તે નીજ શત્રુથીરે ॥ પરવશ
પામ્યા કષ્ટ અપાર ॥ ધી ॥ ૩ ॥ એવું તે વિચારીને મન ધીરજ ધ
રીરે ॥ નીજ ઉર શોક ન કરવો લેશ ॥ મુક્ત કહે છે રે ધર્મ ભક્તિ
નેરે ॥ એવી રીતે આપ્યો શુભ ઉપદેશ ॥ ધી ॥ ૪ ॥ પદ ॥ ૯ ॥
વળી તે ભક્તિને કહેછે વાતજી ॥ આપણે રિપૂનું દુઃખ વિખ્યાતજી ॥
તે દુઃખ નાશ થાય તતકાળજી ॥ એવું સાધન કરીશ વિશાળજી ॥ ૧ ॥
ઢાળ ॥ સાધન મહા દુઃખ નાશનું ॥ કરૂં તારાં સૂખને કાજ ॥
ચિંતા ન કરશો લેશ મનમાં ॥ ભજો તે શ્રી મહારાજ ॥ ૨ ॥ એવી
રીતે કહી ભક્તિને ॥ પછી કીધો ધર્મે વિચાર ॥ મહા શત્રુના ભયને
હણે ॥ એવો શો ઉપાય ઉદાર ॥ ૩ ॥ ત્યારે તે એમ નિશ્ચે કર્યું ॥
હનુંમાન નીજ કૂળદેવ ॥ મહા કષ્ટ શત્રુ વૃંદનાં ॥ તે નાશ કરે તતખે
વ ॥૪॥ એવું તે મન નિશ્ચે કરી ॥ પછે અવધપૂર જઈ શોય ॥ હ-
નુંમાનનો જપ આદર્યો ॥ જેમ રિપૂ ન જાણે કોય ॥ ૫ ॥ નિત પ્ર
ત્યે હનુંમાનને ॥ પૂજે તે કરી બહુ પ્યાર ॥ મુક્તાનંદ કહે મંત્ર તેહ
નો ॥ જપે નિત એકતાર ॥ ૬ ॥ કડવાં ॥ ૩૭॥ જપને અંતે બેઉ
કર જોડીજી ॥ એક પગભેર ઊભે અંગ મોડીજી ॥ એમ રહીને કરે સ્તવન
ઉદારજી ॥ ફૂળ દળ કંદ તણો નિત્ય આહારજી ॥ ૧ ॥ ઢાળ ॥ ફૂળ
દળ કંદનું અસન ક્યારે ક્યારેક શાકજ ખાય ॥ ક્યારેક જળ માત્રે ક

રી ॥ રહે શાંત વિકળ ન થાય ॥ ૨ ॥ એમ નિતજપ તપ કરે ॥ ભક્તિએ શોતા ધર્મ ॥ ભજે પ્રેમથી હનુંમાનને ॥ જાણીને મોટા મર્મ ॥ ૩ ॥ ધર્મને પ્રેમે કરી ॥ અતિ રીઝિયા હનુંમાન ॥ બે માશ અંતે સ્વપ્નમાં ॥ દીધું તે દરશન દાન ॥ ૪ ॥ હવે હું તમપર રીઝિયો ॥ એમ બોલિયા હનુંમત ॥ તમારાં દુઃખ માત્રનો ॥ આવ્યો તે જાણો અંત ॥ ૫ ॥ તમે શ્રી વૃંદાવન પ્રત્યે ॥ જાઓ મારે ઉપદેશ ॥ મુક્તાનંદ હનુંમતે કહ્યું ॥ તમને ન દુઃખ રહે લેશ ॥ ૬ ॥ કડવાં ॥ ૩૮ ॥ વૃંદાવનમાં ગએ મતિ ધીરજી ॥ મરીચ્યાદિક મુનિ ગુણ ગંભીરજી ॥ તેનો સમાગમ પામશો તાતજી ॥ પૂર્વ મિત્ર મળશે શાક્ષાતજી ॥ ૧ ॥ ઢાળ ॥ શાક્ષાત મળશે રૂષી સર્વે ॥ તેજ તમારા મિત્ર ॥ તેને મળી સૂખ પામશો ॥ તરશો તે કષ્ટ વિચિત્ર ॥ ૨ ॥ એવાં વચન કહી ધર્મને ॥ પછે પવન સૂત હનુંમાન ॥ નીજ ભકતપર કરૂણા કરી ॥ પામ્યા તે અંતરધ્યાન ॥ ૩ ॥ ધર્મદેવે જાગીને ॥ નીજ સ્વપ્નનું વૃત્તાંત ॥ અધિક સત કરી માનિયું ॥ તેણે થયા તે ઊરમાં શાંત ॥૪॥ પછે તે ધર્મે વૃત્તની ॥ કરી સમાપ્તિ તતકાળ ॥ વેગથી નીજ પુત્રને પણ ॥ મોકલ્યો મોસાળ ॥ ૫ ॥ દોળોચ્છવપર ધર્મ ભક્તિ ॥ વૃંદાવન ગયા તેહ ॥ મુક્ત કહે વૃજવાસીને ॥ અતિશેજ ગમિયા તેહ ॥ ૬ ॥ કડવાં ॥ ૩૯ ॥ દુર્વાશાના શ્રાપથી સર્વજી ॥ ભૂમિ વિષે ઉપજ્યા તજી ગર્વજી ॥ એવા તે રૂષીના વૃંદ અપારજી ॥ ધર્મને ભેટયા કરી બહુ પ્યારજી ॥ ૧ ॥ ઢાળ ॥ પ્રેમે કરી સઉ ધર્મને ॥ ભેટ્યા તે પરમ સુજાણ ॥ લક્ષણે કરી પરસ્પર ॥ સૌની પડી ઓળખાણ ॥ ૨ ॥ શ્રીહરિની ઇચ્છા થકી ॥ થયું ॥ પૂર્વ ભવનું જ્ઞાન ॥ માટે સૂખ દુઃખને વિષે ॥ સૌ થયાં એક સમાન ॥ ૩ ॥ પોતાને બહુ અશ્રૂરથી ॥ થયુ જે જે કષ્ટ કરાળ ॥ એજ પરસ્પર મહા મુનિ ॥ કેહેતા હવા તતકાળ ॥ ૪ ॥

ધર્મ ભક્તિ રૂપી મળી ॥ મહા કષ્ટ ટળવા કાજ ॥ વિષ્નુ જાગ આદિ યેં ॥ શ્રી કૃષ્ણુ સેવા તેજ ॥ ૫ ॥ પુરૂષોત્તમ શ્રી કૃષ્ણની ॥ ઉપાસના દૃઢ જેહ ॥ મુક્તાનંદ કહે પ્રેમશૂ ॥ કરતા હવા સૌ તેહ ॥ ૬ ॥ **કડવાં ॥ ૪૦ ॥ રાગ વસંત** ॥ ધર્મ ભક્તિ રૂપી વૃંદ મળીને ॥ કરે છે ઉપાસના ભારી ॥ દૃઢ મન જાપ જપે શ્રી હરિનો ॥ જેમ રીઝે ગીરધારી ॥ધ॥૧॥ તે મધ્યે ધર્મ શ્રી કૃષ્ણુનો સુંદર ॥ અષ્ટાક્ષરનો મંત્ર ॥ તેનું પુરશ્ચરણુ અતિ પ્રીતે ॥ આરંભ્યું સ્વતંત્ર ॥ ધ ॥ ૨ ॥ પંચાધ્યા રાસનો ભક્તિ ॥ પાઠ કરે મૂદ આણી ॥ શ્રી વૃજચંદ વિષે મન રાખી ॥ બેઠાછે પરમ સયાણી ॥ ધ ॥ ૩ ॥ શ્રીમદ્ ભાગવત ભગ્વદ્ ગિતા ॥ શાસ્ત્ર શ્રી હરિનું રૂપ ॥ એ આદિ શ્રી કૃષ્ણુનો મહિમા ॥ શુચક ગ્રંથ અનૂપ ॥ ધ ॥ ૪ ॥ પુરશ્ચરણુ એ ગ્રંથ સર્વેનું ॥ આરંભ્યું મૂદ પામી ॥ મુક્ત કહે મુનિ તેજ કરે છે ॥ જેમ રીઝે બહુનામિ ॥ ૫ ॥ **પદ** ॥ ૧૦ ॥ એમ આરાધન કરતા ક્ષેમજી ॥ ધર્માદિકને વાધ્યો પ્રેમજી ॥ તેને તે રીઝયા શ્રી ભગવાનજી ॥ ભક્ત કલ્પતરૂ તેજ નિધાનજી ॥ ૧ ॥ **ઢાળ** ॥ તેજ નિધાન શ્રી કૃષ્ણુજી ॥ મહા સુંદરતાનું ધામ ॥ શોભા અલોકિક શ્યામની ॥ જોઈ લાજે કોટીક કામ ॥ ૨ ॥ વૈશાક શુદી એકાદશી ॥ મોહની જેનું નામ ॥ તે દી પ્રગટ દર્શન આપિયું ॥ શોભા નિધી ઘનશ્યામ ॥ ૩ ॥ પ્રથમ સૌએ બ્રાહ્મ મુહુરતે ॥ કોટિક ભાનું સમાન ॥ તેજનો મહા પૂજ્ય દીઠો ॥ સૂખદ શાંતિ નિધાન ॥ ૪ ॥ તેજ મધ્યે શ્રી કૃષ્ણુના ॥ દરશન થયાં તતકાલ ॥ ધર્માદિક મુનિ વૃંદને ॥ આનંદ વાધ્યો વિશાલ ॥૫॥ ધર્માદિક મહા મુંનિવરે ॥ નિર્ખ્યા શ્રી કૃષ્ણુ અનૂપ ॥ મુક્તાનંદ કહે તેજ પ્રભુનું ॥ સંક્ષેપે કરી કહુ રૂપ ॥૬॥ **કડવાં** ॥ ૪૧ ॥ નવ નીર દસમ સુંદર શ્યામજી ॥ કોટિક મદન મદહર સૂખધામજી ॥ પિતાંબર ધર શ્રી વૃજચંદજી ॥ મોર મુગટ શીર અધિક સ્વચ્છંદજી

॥ ૧ ॥ ઢાળ ॥ અતિ સ્વછંદ શ્રી કૃષ્ણજી ॥ નિત વય કીશોર કૃપા
ળ ॥ દ્વિ ભૂજ મુરલી વજાડતાં ॥ અતિ શોભે રૂપ રસાળ ॥ ૨ ॥ દિ
વ્ય આભૂષણ અંગમાં ॥ ધાર્યા છે વિવિધ પ્રકાર ॥ કંઠમાં કૌસ્તુભ મ
ણી ॥ ઊર પુષ્પના બહુ હાર ॥ ૩ ॥ ભાળ તિલક કેશર તણું ॥ તે
ની શોભા કહી નવ જાય ॥ વદન પૂરણ ચંદ્ર જેવું ॥ જોતાં દગ લ
લચાય ॥ ૪ ॥ અરૂણ કમળની પાંખડી ॥ સરખાં છે નેત્ર વિશાળ ॥
આજાનું ભૂજ નીજ ભક્ત કેરા ॥ ભય હરે તતકાળ ॥ ૫ ॥ સામુદ્રિ
કમાં જે કહ્યાં ॥ શુભ ચિન્હ સૂખદ અભંગ ॥ મુક્ત કહે તે યુક્ત
છે ॥ શ્રી કૃષ્ણ કેરાં અંગ ॥ ૬ ॥ કડવાં ॥ ૪૨ ॥ ગોપિયું રાધા
આદિ અનંતજી ॥ તેનાં મંડળ મધ્ય ભગવંતજી ॥ અખંડ રાસ ર
મતા ઘનસ્યામજી ॥ અધિક બિરાજે શોભા ધામજી ॥ ૧ ॥ ઢાળ ॥
શોભા ધામ શ્રી કૃષ્ણને ॥ જોઇ ધર્માદિક મુનિ વૃંદ ॥ અષ્ટે અંગે
પ્રણામ કીધાં ॥ પામ્યા અતિઆનંદ ॥ ૨ ॥ વેદ મંત્ર ઉચ્ચારીને ॥
કર્યું સ્તવન પ્રેમ સમેત ॥ નીજ દાસનાં દુઃખ ટાળવા ॥ રીઝિયા કૃપા
નીકેત ॥ ૩ ॥ પછે તે શ્રી હરિ ધર્મને ॥ કેહેતા હવા એમ વાત ॥
હવે હું તમપર રીઝિયો ॥ વર આપવા વિખ્યાત ॥ ૪ ॥ મનવાંચ્છિત
વર મૂ થકી ॥ તમે માંગો કરીને વિચાર ॥ તતકાળ હું તેમજ કરૂં ॥
એમ બોલ્યા પરમ ઉદાર ॥ ૫ ॥ પછે ધર્મ શ્રી કૃષ્ણ પ્રત્યે ॥ બોલ
તા હવાં એમ ॥ મુક્તાનંદના પ્રભુ અમારૂં ॥ અશૂરથી કરો ક્ષેમ
॥ ૬ ॥ કડવાં ॥ ૪૩ ॥ દારૂણ રૂપ અશૂર જગ જેહજી ॥ અમને
તો અતિશે પીડે તેહજી ॥ માટે તમારે શરણ અમે નાથજી ॥ નીજ
જન જાણીને સાહો હાથજી ॥ ૧ ॥ ઢાળ ॥ હાથ ગ્રહી મહા અ-
શૂરના ॥ દુઃખથી ઉગારો દાશ ॥ એજ અમારી વીનતી ॥ સુણી ઊર
ધરો અવિનાશ ॥ ૨ ॥ દિન થઇ દુઃખ ત્રાસ સોતા ॥ બોલિયા જે
ધર્મ ॥ તે પ્રત્યે શ્રી કૃષ્ણ બોલ્યા ॥ જાણીને સઘળો મર્મ ॥ ૩ ॥

ધર્મ તમે ડરશોજ માં ॥ એ અશૂરનું દુઃખ જેહ ॥ હું કરીશ રક્ષા તે થકી ॥ તેમાં તે નહીં સંદેહ ॥ ૪ ॥ અશૂર સૌને પૂર્વનું ॥ મુજ સંગ વેર પ્રચંડ ॥ મારો પરાભવ થાય એવું ॥ ઈચ્છે તે દુષ્ટ અખંડ ॥ ૫ ॥ તમને મારા જાણીને ॥ આપે છે કષ્ટ અપાર ॥ મુક્તા નંદ શ્રી મુખે કહ્યું ॥ એ અશૂર ભૂનો ભાર ॥ ૬ ॥ કડવાં ॥ ॥ ૪૪ ॥ **રાગ સામેરી** ॥ ધર્મને કેહેછે રે સમૃથ શ્રી હરિરે ॥ અશૂરનો દોષ દેખાડી અપાર ॥ હવે એનો કુંભ ભરાણો છે પાપ નોરે ॥ માટે એનો થાશે તે સઘ સંધાર ॥ ધ ॥ ૧ ॥ પાપ પોતાનાંરે ઢાંકે છે દંભે કરીને ॥ બક સમ ધરીરે ॥ બેશે ધ્યાન એવા એવા અશૂર ॥ સિધ્ધ સમ થઈ ફરેરે ॥ તેનું તેનું હુંજ હરીશ અભિમાન ॥ ધ ॥ ૨ ॥ અધમય અશૂરને હણુવા કારણેરે ॥ મુજ વિના સમર્થ અવર ન કોય અવશ્ય કર્યાનુંરે કારજ જે આવિયુંરે ॥ લીધું મેં મનમાં વિચારી સોય ॥ ધ ॥ ૩ ॥ બદ્રિવનમાંરે પ્રથમ તમો સર્વેને રે ॥ થયો રૂષી દુર્વાશાનો શ્રાપ ॥ તે તમ ભેળારે હું પણ આવિયોરે ॥ એમ તમે જાણો મનમાં આપ ॥ ધ ॥ ૪ ॥ માટે હું તમારોરે સુત થઈને પછેરે અશૂરના વંશનો કરીશ વિનાશ ॥ મોહ પમાડીરે દૈતને મારતાંરે ॥ મુજને તે લેશ ન થાય પ્રયાસ ॥ ૫ ॥ તમને મુકાવીશ મુનિના શ્રાપથીરે ॥ થઇશ હું ભૂમિ વિષે વિખ્યાત ॥ ધર્મ એકાંતિક પામ્યો છે ક્ષિણતારે ॥ સ્થાપીશ હું તેને પણ શાક્ષાત ॥ ધ ॥ ૬ ॥ એવી રીતે વચન કહીને શ્રી હરિરે ॥ પછે પ્રભુ થઇ ગયા અંતરધ્યાન ॥ મુકત કેહે છેરે એવા એ શ્રી કૃષ્ણ જીરે ॥ નીજ જન રંજન શ્રી ભગવાન ॥ ધ ॥ ૭ ॥ પદ ॥ ૧૧ ॥ ધર્મને ઊર થયો હર્ષ વિશાળજી વૃત્તની સમાપ્તિ કરી તતકાળજી ॥ બ્રાહ્મણ સાધૂ જમાડી અનંતજી ॥ પોતે પારણાં કર્યા બુદ્ધિવંતજી

॥ ૧ ॥ **ઢાળ** ॥ પારણું કરીને પછે ॥ સઉ રૂષીને ધર્મ ઉદાર ॥ મળી પરસ્પર પ્રેમસૂ ॥ ચાલ્યા તે ગુણ ભંડાર ॥ ૨ ॥ રૂષી તે નીજ નીજ સ્થાનકે ॥ જાતા હવા લખી મર્મ ॥ સર્વે મનોરથ પામિયા ॥ એવાં છે ભક્તિ ધર્મ ॥ ૩ ॥ તે બેઉ પણ નીજ ભૂવન જાવા ॥ ત્યાર થયાં તતકાળ ॥ વૃંદાવનથી નીસર્યા ॥ સંગે ન કોય વૃદ્ધ બાળ ॥ ૪ ॥ તે મારગમાં ચાલતા ॥ આવ્યું નૈમિષા રણ્ય ઘોર ॥ સિંહ વ્યાઘ્ર ને અશૂરનું ॥ વન મધ્ય અતિશે જોર ॥ ૫ ॥ મારગમાં સામા મળ્યા ॥ મહા અશૂર અતિ વિક્રાળ ॥ મુક્ત કહે ભય થકી ત્યાગ્યો ॥ તે મારગ તતકાળ ॥ ૬ ॥ **કડવાં** ॥ ૪૫ ॥ રાજ માર્ગ એમ ત્યાગ્યો તે ઉજી ॥ આડે વગડે ચાલ્યા બેઊજી ॥ એમ વનમાં ભમે ભક્તિ ધર્મ જી ॥ માર્ગનો ક્યાંઈ ન જડયો મર્મજી ॥ ૧ ॥ **ઢાળ** ॥ મર્મ નહીં મારગ તણો ॥ તેમ નાવ્યું કોઇ ગામ ॥ રવિ પણ થયા અસ્ત ત્યારે ॥ રાત પડી દુઃખ ધામ ॥ ૨ ॥ ભૂખ તરશનાં કષ્ટથી ॥ બેઉ પીડાણાં છે અપાર ॥ અંધારૂં અતિશે થયું ॥ માટે બેઠાં કરીને વિચાર ॥ ૩ ॥ તેજ સમે એક તપસ્વિને ॥ દીઠો વન મોઝાર ॥ મેઘ સરખો શ્યામ છે ॥ દ્રગ રાતાં જેમ અંગાર ॥ ૪ ॥ જટાધારી બ્રહ્મચારી ॥ અતિ ભયંકર દેહ ॥ તાલ પડી છે શીર વિષે ॥ એવો તપસ્વિ તેહ ॥ ૫ ॥ તેને જોઇને ધર્મદેવે ॥ માન્યા સિદ્ધ ઉદાર ॥ મુક્ત કહે કરજોડીને ॥ કર્યું વંદન વારમવાર ॥ ૬ ॥ **કડવાં** ॥ ૪૬ ॥ પછે તે ધર્મ પ્રત્યે તતકાળજી ॥ બોલ્યો તપસ્વિ અતિ વિક્રાળજી ॥ નારિ સહિત તું કોણ છે તાતજી ॥ નિશી મધ્ય વનમાં સ્થિર શાક્ષાતજી ॥ ૧ ॥ **ઢાળ** ॥ રાતમાં મહા વન વિષે ॥ કેમ ભમે છે તજી ગ્રહી રીત ॥ તે પ્રત્યે હવે ધર્મ બોલ્યા ॥ સાંભળો કરી પ્રીત ॥ ૨ ॥ સરવિયા બ્રાહ્મણ હમે ॥ મારો કૌશલ દેશ નિવાસ ॥ ધર્મ એવું નામ મારૂં ॥ અંતર દ્રઢ રિપુત્રાસ ॥ ૩ ॥ દુઃખ ઘણું દારિદ્રતાનું ॥ તે કષ્ટ ટાળવા કા-

જ ॥ ઘર તજીને વૃંદાવનમાં ॥ ગયો હું મુનિ રાજ ॥ ૪ ॥ તિહાં જ પાત્મક વિશણું ફેરો ॥ જાગ કરી તતકાલ ॥ આરાધ્યા શ્રી કૃષ્ણને ॥ પછે રીઝયા દિનદયાળ ॥ ૫ ॥ મનવાંચ્છિત શ્રી કૃષ્ણથી ॥ હું પામિયો વર જેહ ॥ મુક્તાનંદ ધર્મે કહ્યું ॥ અતિ આનંદકારી તેહ ॥ ૬ ॥ કડવાં ॥ ૪૭ ॥ રાજી થકો ઘેર જાઉ છું જેહજી ॥ વન મધ્ય મારગ ભૂલ્યો તેહજી ॥ તમને દેખંતા રૂષી રાયજી ॥ મગન થયો છું કરજો સહાયજી ॥ ૧ ॥ ઢાળ ॥ કરો સહાય તે માહેરી ॥ જાણી શ્રી હરિનો દાસ ॥ મારે મન શ્રી કૃષ્ણ કેરાં ॥ વચનનો વિશ્વાસ ॥ ૨ ॥ એવી રીતે શ્રી કૃષ્ણનું ॥ સૂણતાં તે નામ અનૂપ ॥ અતિ ક્રોધ ઉપન્યો ઉર વિષે ॥ થયો વર્ણી રૂદ્ર સ્વરૂપ ॥ ૩ ॥ આતૂર થઈને ધર્મ પ્રત્યે ॥ બોલ્યો તપસ્વિ એહ ॥ તમે જે વર પામ્યા કૃષ્ણથી ॥ હવે કહો મુજને તેહ ॥ ૪ ॥ તે પ્રત્યે હવે ધર્મ બોલ્યા ॥ સાંભળો મુનિ વાત ॥ મુને રાજી થઈ પોતે મળ્યા ॥ શ્રી કૃષ્ણ પ્રભુ સાક્ષાત ॥ ૫ ॥ પછે મેં તે પ્રભુ આગળે ॥ કહ્યું મારૂં કષ્ટ વિશાળ ॥ મુક્તાનંદનો નાથ મુજ સંગ ॥ બોલ્યા જન પ્રતિપાળ ॥ ૬ ॥ કડવાં ॥ ૪૮ ॥ રાગ સિંધુ ॥ અતિ કરૂણા કરી કૃષ્ણજી બોલિયા ॥ સાંભળો ધર્મ કહું સત્ય વાણી ॥ તમને જે ભૂમિપર કષ્ટ દેનાર તે ॥ અશૂર સર્વ થાશે ધૂળધાણી ॥ અ ॥ ૧ ॥ કળી તણો પ્રગટ અવતાર જે સૂયોધન ॥ તેહની ભીર કરનાર ભારી ॥ પૂર્વે અશૂર તે યુદ્ધમાં આવિયા ॥ દુષ્ટ કૌરવ તણો પક્ષ ધારી ॥ અ ॥ ૨ ॥ ભારત યુદ્ધમાં ભીમ અરજૂન કને ॥ મરાવ્યા મેંજ કેટલાંક પાપી ॥ કંઇકને મેં ને બળરામે સંધારિયાં ॥ મારીને કંઇકને મુક્તિ આપી ॥ અ ॥ ૩ ॥ તેમાં જે અશૂર અતિ વૈરભાવે કરી ॥ માહેરો પ્રગટ સંબંધ પામ્યા ॥ દર્શ પર્શાદિકે મુક્તિને પામિયાં ॥ જન્મ મૃત્યુ તણાં કષ્ટ વામ્યાં ॥ અ ॥ ૪ ॥ કંઇક તો

વિષય સૂખમાંજ લોભાઇને ॥ મુજ સંગ વૈરવિ દ્વેષ કીધાં ॥ મુક્તાનંદનો પ્રભુ કહે તેમણે ॥ હમણાંજ ભૂમિપર જન્મ લીધા ॥ ૬ ॥ ૫ ॥ પદ ॥ ૧૨ ॥ મૂર્ત્તિમાન એવા તમે ધર્મજી ॥ તેનો તે અશૂરે જાંણ્યો મર્મજી ॥ તમને તે જાણીને મારૂં રૂપજી ॥ અતિશે દુઃખ દે છે ખલ ભૂપજી ॥ ૧ ॥ ઢાળ ॥ ખલ તણા ભૂપાળ છે ॥ એ અશૂરે ભૂમિ ભાર ॥ બીજા અમારા સંત જનને ॥ આપે કષ્ટ અપાર ॥ ૨ ॥ વૈર લેવાને માયરૂં ॥ ઇચ્છે તે અશૂર ગમાર ॥ તમથી પ્રગટ થઇ તેહનો ॥ હું કરીશ સઘ સંધાર ॥ ૩ ॥ એમ વર દઈ શ્રી હરિ ॥ પછે પામ્યા તે અંતરધ્યાન ॥ હવે હું આંઇ આવિયો ॥ તમે દીધું દરશન દાન ॥ ૪ ॥ એવી રીતે શ્રી કૃષ્ણનો ॥ વર્ણવ્યો પ્રબળ પ્રતાપ ॥ પૌતાનો પક્ષિ અશૂરનો ॥ કીધો અધિક ઉથાપ ॥ ૫ ॥ એવાં વચન સૂણી ધર્મનાં ॥ ઊર ઉઠી ક્રોધની ઝાળ ॥ મુકતાનંદ કહે તે તપસ્વિ ॥ થયો અતિ વિક્રાળ ॥ ૬ ॥ કડવાં ॥ ૪૯ ॥ ક્રોધે નયન રકત કરી ભાળેજી ॥ જાણીએ ધર્મને હમણાં બાળેજી ॥ એવો તપસ્વિ કૂળ અંગારજી ॥ દાંતે કરી ડંસ્યો અધર આપારજી ॥ ૧ ॥ ઢાળ ॥ દાંતે દાબી અધરને ॥ બોલિયો દારૂણ રૂપ ॥ વિપ્ર વર શ્રી કૃષ્ણ તારા ॥ થાશે પુત્ર અનૂપ ॥ ૨ ॥ કૃષ્ણના ગુણ દોષને ॥ હું જાણું યથાર્થ જેમ ॥ મુજ વિના ભૂમિ વિષે ॥ બીજો ન જાણે તેમ ॥ ૩ ॥ હમને પ્રાણ સમાન વ્હાલો ॥ દુર્યોધન ભૂપાળ ॥ તેનુંજ ભૂંડું કરણહારો ॥ કૃષ્ણ કપટનું જાળ ॥ ૪ ॥ પારથ કેરો સારથી ॥ એવો જે કૃષ્ણ કઠોર ॥ મુને પણ મહા કષ્ટ દીધું ॥ પાંડુસૂતને જોર ॥ ૫ ॥ દુર્યોધનનો સખા હું છું ॥ રાજગુરૂ બુદ્ધિવાન ॥ મુક્તાનંદને નાથે મારૂં ॥ કીધું અતિ અપમાન ॥ ૬ ॥ કડવાં ॥ ૫૦ ॥ વળી તે તપસ્વિ કહે છે વાતજી ॥ સાંભળ બ્રાહ્મણ કહું શાક્ષાતજી ॥ દ્રોણાચાર્ય તણો સૂત જે

હજી ॥ પ્રગટ હું કૃષ્ણ તણો રિપૂ તેહજી ॥ ૧ ॥ ઢાળ ॥ શત્રુ પ્રગટ શ્રી કૃષ્ણનો ॥ માટે મારા મિત્ર અપાર ॥ અસુર સૌનું રૂડું કરવા ॥ કરૂછું ઉપકાર ॥ ૨ ॥ પ્રથમનું શ્રી કૃષ્ણ સંગે ॥ વૈર લેવા કાજ ॥ શ્રાપ દઉં છું તુંજને ॥ જેમ રહે દૈત્યનું રાજ ॥ ૩ ॥ વિપ્ર તારા પુત્ર તે ॥ આયુદ્ધ ન ધારો કોય ॥ જો ધારો તે રિપૂ થકી ॥ પામો પરાભવ સોય ॥ ૪ ॥ શસ્ત્રવોણો પુરૂષ તે ॥ નીજ શત્રુ હણવા માંઇ ॥ કેવળ નીજ બુદ્ધિબળે ॥ પ્રવર્ત્યો ન દીઠો કાંઈ ॥ ૫ ॥ એવી રીતે મહા શ્રાપ દઇને ॥ અસ્વસ્થામાં એહ ॥ મુક્તાનંદ કહે ભુત જેવો ॥ થયો અદૃષ્ય તેહ ॥ ૬ ॥ કડવાં ॥ ૫૧ ॥ શ્રાપની ચિંતા વાધી અપારજી ॥ ભક્તિ ધર્મ કરે અધિક વિચારજી ॥ અતિશે ખેદ ને પામે તેઉજી ॥ બોલ્યા પરસ્પર વાણી બેઉજી ॥ ૧ ॥ ઢાળ ॥ બેઉ પરસ્પર બોલિયાં ॥ થયું સિદ્ધ આપણું કામ ॥ તે દૈવે વિઘ્ને યુક્ત કીધું ॥ રહ્યો ન ઊર આરામ ॥ ૨ ॥ તે માટે મહા વિઘન કેરા ॥ નાશ કરતા જેહ ॥ વિભૂતી અવતાર હરિના ॥ એવા ગણપતી એહ ॥ ૩ ॥ તે માટે એ ગણપતીનું ॥ વૃત્ત કરશું એમ ॥ વિઘન સર્વે વિનાશ પામે ॥ થાયે અતિશે ક્ષેમ ॥ ૪ ॥ પછે તે ધર્મે ભક્તિ કરે ॥ શોક ટળવા કાજ ॥ જેમ રામ લક્ષમણ જાનકી ॥ વન ગયાં ત્યાગિ રાજ ॥ ૫ ॥ તેને જેમ વનવાસમાં ॥ થયું કષ્ટ અતિ વિખ્યાત ॥ મુક્તાનંદ તે ધર્મદેવે ॥ ભક્તિને કહી વાત ॥ ૬ ॥ કડવાં ॥ ૫૨ ॥ રાગ માલિગાડો. ॥ રામ કથા કેહેતાં હનુમંતનો ॥ મહિમા અતિશે આવ્યોરે ॥ ધર્મે કહ્યો અધિક વિસ્તારી ॥ ભક્તિને મન ભાવ્યોરે ॥ રામ ॥ ૧ ॥ પછે ઊરમાં એમ સ્મૃતિ આવી ॥ આપણા એ કૂળ દેવરે ॥ રામ દૂત હનુંમાન કષ્ટ સઉ ॥ નાશ કરે તત ખેવરે ॥ રામ ॥ ૨ ॥ મારૂત નંદન રિપૂ મદ ગંજન ॥ હે હનુંમાન

હમારીરે ॥ રક્ષા કરજો રક્ષા કરજો એમ કહ્યું ભક્તિયે પોકારીરે ॥ રામ ॥ ૩ ॥ એજ સમયમાં વિપ્ર રૂપ ધરી ॥ દીધું દરશન દાનરે ॥ મુક્તાનંદ કહે ધર્મ ભક્તિને ॥ એમ રીઝયા હનુંમાનરે ॥ રામ ॥ ૪ ॥ પદ ॥ ૧૩ ॥ કરૂણા કરી બોલ્યા હનુમાનજી ॥ ભક્તિ ધર્મ સૂણજો એક ધ્યાનજી ॥ તમે સંતાપ તજો તતખેવજી ॥ હુંજ તમારો છઊં કૂળ દેવજી ॥ ૧ ॥ ઢાળ ॥ હુંજ છઊં કૂળ દેવ માટે ॥ મુનેજ પહોંચે લાજ ॥ કરીશ રક્ષા બેઉની ॥ જેમ સીધસે સર્વે કાજ ॥ ૨ ॥ દ્રૌણી ને શ્રાપે કરીને ॥ તમારા સૂત જેહ ॥ શસ્ત્ર નહીં ધારણ કરે ॥ તોયે અધિક સમર્થ એહ ॥ ૩ ॥ પોતાની બુદ્ધિને બળે ॥ આ ત્રિલોકી તત કાળ ॥ જીતવા સમર્થ થશે ॥ એવા તમારા બાળ ॥ ૪ ॥ તમારા કૂળની સદા ॥ હું રક્ષાનો કરનાર ॥ જ્યાં જ્યાં સંકટ આવશે ॥ ત્યાં રહીશ પાશે ત્યાર ॥ ૫ ॥ એમ કહી હનુંમાન ત્યાંથી ॥ થયા તે અંતરધ્યાન ॥ મુક્તાનંદ કહે ધર્મ ભક્તિ ॥ રીઝયાં પ્રથમ સમાન ॥ કડવાં ॥ ૫૩ ॥ ભક્તિ ધર્મ ઊર હર્ષ અપારજી ॥ ત્યાં થકી ચાલ્યાં કરીને વિચારજી ॥ ગણપતીનાં વૃત્તમાં તતકાળજી ॥ આવી પ્રતિતી અધિક વિશાળજી ॥ ૧ ॥ ઢાળ ॥ આવી પ્રતિતી ઊર વિષે ॥ દેખી પ્રતાપ્ ઉદાર ॥ જેહનું વૃત્ત કર્યા તણો ॥ ધાટ એકજવાર ॥ ૨ ॥ તેજ બળે મહા વિઘ્ન સર્વે ॥ નાશ થયાં તતખેવ ॥ એવા ગણપતિ અધિક મોટા ॥ વિઘ્ન હરતા દેવ ॥ ૩ ॥ એમ કહીને ચાલિયાં ॥ ઊર ધરી શ્રી ઘનશ્યામ ॥ દોઢ માસે ચાલતા ॥ આવ્યા પોતાને ગામ ॥ ૪ ॥ જ્ઞાતિ કુટુંબિ ધર્મનાં ॥ વિંટી વળ્યા જન વૃંદ ॥ દંપતિને દર્શન કરી ॥ પામ્યા અતિ આનંદ ॥ ૫ ॥ પછે તે પ્રભુના પ્રતાપથી ॥ ધર્મના વૈરી જેહ ॥ મુક્તાનંદ કહે મિત્ર સરખા ॥ થઈને વર તે તેહ ॥ ૬ ॥ કડવાં ॥ ૫૪ ॥ ધર્મને દેખી શત્રુ સર્વજી ॥ અતિ

ભગ પામ્યા મૂક્યો ગર્વજી ॥ પછે કૃપાળુ પ્રભુ પરમ સૂજાણુજી ॥ જીવોનાં કરવા કલ્યાણુજી ॥ ૧ ॥ ઢાળ ॥ જીવોનાં કલ્યાણ કરવા ॥ જન્મ લેશે દેવ ॥ એવા થકા તે ધર્મના ॥ ઊરમાં વશ્યા તતખેવ ॥૨॥ તેણે કરી એ ધર્મ અતિશે ॥ થયા તે શોભા ધામ ॥ નીજ તેજે જગ ઢાંકિયો ॥ એવા તે અતિ અભિરામ ॥ ૩ ॥ ધાન્ય ધન્ય વાહન પશુ ॥ સમૃધિ તે વિવિધ પ્રકાર ॥ ધર્મનાં ઘરમાં પ્રથમથી ॥ દોલત વાધી અપાર ॥ ૪ ॥ એવી રીતે એ વિપ્રને ॥ થયો હરિપ્રસાદ અનૂપ ॥ તે માટે એ ધર્મને કેહે છે ॥ હરિપ્રસાદ સ્વરૂપ ॥ ૫ ॥ હરિપ્રસાદ એ નામ લઈ ॥ સૌ બોલાવે સાક્ષાત ॥ મુક્તાનંદ કહે ભૂમિમાં ॥ એ થયા અતિ વિખ્યાત ॥ ૬ ॥ કડવાં ॥ ૫૫ ॥ દેવ તુલ્ય નીજ કાંતિ જેહજી ॥ તતક્ષણ દોલત વાધી એહજી ॥ તે જોઈ ધર્મે વિચાર્યુ વિશેષજી ॥ આપમાં જાણ્યો હરિ આવેશજી ॥ ૧ ॥ ઢાળ ॥ આપ વિષે શ્રી કૃષ્ણનો આવેશ॥ જાણી ઉદાર ॥ પછી ધર્મદેવે ભક્તિમાં ॥ ધર્યો ગર્ભ જગ આધાર ॥ ૨ ॥ તેણે કરી ભક્તિ થયાં ॥ અતિશેજ શોભા ધામ ॥ કપિલની મા દેવહુતી ॥ તે સમ અતિ અભિરામ ॥૩॥ અનંત કોટી બ્રહ્માંડ જેના ॥ રોમ કૂપ સમાય ॥ તે હરિ ધાર્યા ગર્ભમાં ॥ એ આશ્ચર્ય વાત કહેવાય ॥ ૪ ॥ પૂરણ ચંદ્ર સમાન તનમાં ॥ વાધી કાંતિ વિશાળ ॥ પ્રેમવતિ હરિ ઊદર ધારી ॥ એમ થયા તતકાળ ॥ ૫ ॥ દેવમાતા અદિતી સમ ॥ માન્યા યોગ્ય તે માત ॥ મુક્તાનંદ કહે પ્રેમવતિનાં ॥ પૂજ્ય થયાં વિખ્યાત ॥ ૬ ॥ કડવાં ॥ ૫૬ ॥ રાગ આસાવરી ॥ ભક્તિને દેખીને અન્ય ભામનિયું ॥ બોલે પરસ્પર વાણી હો ॥ ભૂપર ગર્ભવતિ બહુ દીઠી ॥ આવી તો કોય ન જાણી હો ॥ બ ॥ ૧ ॥ ગર્ભવતિ એવી તેજસ્વિ ॥ દીઠી ન સાંભળી કોય હો ॥ આવાં તો એક દેવકી માતા ॥ સૂણ્યાં છે પુરાણમાં સોય હો ॥ બ ॥૨॥

એમ પરસ્પર અબળા બોલે ॥ જોઇ જોઇ તેજ અનૂપ હો ॥ પ્રેમવતિ-
નાં ઉદર વિષે કોઈ ॥ આવ્યા છે કારણ રૂપ હો ॥ ભ ॥ ૩ ॥ પ્રેમવ-
તિનાં ભાગ્યનો મહિમા ॥ ગાન કરે સૌ નારિ હો ॥ મુક્તાનંદ એ ભ-
ક્તિ માતની ॥ પદરજ શીરપર ધારી હો ॥ ભ ॥ ૪ ॥ પદ ॥ ૧૪ ॥
એવા પ્રતાપિ ભક્તિ માતજી ॥ દશ માસ વિષે શાક્ષાતજી ॥ જન-
મ્યા સૂત શશિ પૂરણ સમાનજી ॥ કરૂણા શાગર શ્રી ભગવાનજી
॥ ૧ ॥ ઢાળ ॥ કરૂણા શાગર શ્રી હરિ ॥ થયા પ્રગટ સુંદર નેણ ॥
સાધૂ જનનાં અંતર માંઇ ॥ વાધ્યું સૂખ દિન રેણ ॥ ૨ ॥ અખિલ
ભૂવનના નાથ પોતે ॥ અવતર્યા અવિનાશ ॥ ધર્મ કેરા સદન માંઇ ॥
થયો અધિક પ્રકાશ ॥ ૩ ॥ પછે એ ભક્તિ પોતા કેરી ॥ સજ્યામાં
સૂખકંદ ॥ જન્મ્યા એવા લાલ જોઇને ॥ પામ્યાં અતિ આનંદ ॥ ૪ ॥
એવી રીતે એ વિપ્રના ॥ સદનમાં સૂખ ધામ ॥ શ્રી પુરૂષોતમ પ્રગ-
ટિયા ॥ શોભાનિધિ ઘનસ્યામ ॥ ૫ ॥ જે અવસર પ્રભુ પ્રગટિયા ॥
મહા આનંદકારી અનૂપ ॥ મુક્તાનંદ કહે તે સમો ॥ વર્ણવું અતિ
સૂખ રૂપ ॥ ૬ ॥ કડવાં ॥ ૫૭ ॥ સંવત અરાદે સાડત્રિસ્સો જેહજી
॥ સંવત્સર વિરોધ કૃત એહજી ॥ ઉતરાયણના રવિ સૂખ રૂપજી ॥
વસંત રૂતું મધૂ માસ અનૂપજી ॥ ઢાળ ॥ ચૈત્ર માસ ને સૂકલ પક્ષે ॥
તિથી નવમી ઉદાર ॥ પુષ્ય નક્ષત્રને ચંદ્ર વાસર ॥ સદા સૂખ દાતાર
॥ ૨ ॥ વૃશ્ચિક લગ્ને કૌલક કરણે ॥ યોગ સૂકર્મા જેહ ॥ દશ ઘડી
રાત્રિ ગીએ ॥ થયો જન્મ સૂખપ્રદ તેહ ॥ ૩ ॥ ભૂમ વિષે સૌ મનુ-
ષ્યને ॥ થયો મહોત્સવ તતકાળ ॥ સ્વર્ગમાં સઉ દેવને ॥ થયો
ઉત્સવ પરમ વિશાળ ॥ ૪ ॥ ઇંદ્રાદિક સૂર પુષ્પ વૃષ્ટિ ॥ કરે તે
વારમવાર ॥ ગંધર્વ લાગ્યા ગાવવા ॥ ઊરમાં તે પ્રેમ અપાર ॥ ૫ ॥
સૂર વિમાને ગગન છાયું ॥ નાચે સૂર ત્રિય વૃંદ ॥ મુક્તાનંદનો નાથ
પ્રગટ્યા ॥ પામ્યા સૌ આનંદ ॥ કડવાં ॥ ૫૮ ॥ દ્વિજ કૂળ પ્રગ

ટયા શ્રી ઘનસ્યામજી ॥ પુરૂષોત્તમ સર્વ સૂખ ધામજી ॥ આનંદ પા-
મ્યો જોઇને અપારજી ॥ શોભે સુંદર ધર્મ કુમારજી ॥ ૧ ॥ ઢાળ ॥
શોભે શ્રદ્ધ માંહી શ્યામ સુંદર ॥ અધિક તેજ અંબાર ॥ મંગળ દશો
દિશ માંય રાજે ॥ ક્ષિણુ થયો ભૂભાર ॥ ૨ ॥ ત્રિવિધ વાયુ વહે સુંદર ॥
સૌને થયો હુલ્લાસ ॥ ઉડગણુ કેરી જોતી અતિશે ॥ શોભે છે આકા-
શ ॥ ૩ ॥ વળી વારિ સર સરિતા તણાં ॥ સર્વે નિર્મળ થયાં અસંત
॥ નિર્મળ નભની છબિ છાજે ॥ જનમિયા ભગવંત ॥ ૪ ॥ અગ્નિ
હોત્રના અગ્નિ સર્વે ॥ થયા તે જાજ્વળમાન ॥ સંતનાં મન શુદ્ધ
થયાં ॥ અતિશે ઉદય થયું જ્ઞાન ॥ ૫ ॥ અશૂર હતા અવની વિષે ॥
તેનાં મનમાં વાધ્યો ત્રાસ ॥ મુકતાનંદનો નાથ પ્રગટચા ॥ પાળવા-
નીજ દાસ ॥ ૬ ॥ કડવાં ॥ ૫૯ ॥ દેવ કરે છે દુંદભિ નાદજી ॥
વળી અતિ હર્ખ્યાં હરિપ્રસાદજી ॥ વાજે વાજાં દ્વિજને ઘેરજી ॥ થઇ
રહી છે અતિ લિલા લેહેરજી ॥ ૧ ॥ ઢાળ થઈ રહી છે લિલા લે-
હેર સુંદર ॥ ગાયે વિનતા મંગળ ગીત ॥ લાલને આશિશ દિએ છે
॥ મૂખ જોઈ વાધી પ્રીત ॥ ૨ ॥ દધિ હરદિ કુંકુમ આદિ ॥ રંગ લઈ
સર્વે નાર ॥ એક એકને છંટકે પરસ્પર ॥ કરે કતોહલ ઉદાર ॥ ૩ ॥
ત્રણુ ભૂવનમાં શબ્દ સુંદર ॥ થયો તે જેજેકાર ॥ ધર્મને મન થયો
આનંદ ॥ નિર્ખિ નીજ કુમાર ॥ ૪ ॥ પુત્રનું મૂખ જોઈ પ્રીતે ॥ મ-
નમાં તે હર્ખ્યાં તાત ॥ અતિ સ્નેહ આસકત થયાં છે ॥ કહી ન જા-
એ વાત ॥ ૫ ॥ એવી રીતે થયો ઉચ્છવ ॥ પ્રગટચા જન પ્રતિપાળ ॥
મુકતાનંદના નાથ જન હીત ॥ બન્યા મનોહર બાળ ॥ ૬ ॥ કડવાં
॥ ૬૦ ॥ રાગ આસાવરી ॥ પોતે પ્રગટ થયા પુરૂષોત્તમ ॥ ધર્મ
ભૂવન સૂખદાઈ હો ॥ ઇંદ્રાદિક સર્વે શૂર આવ્યા ॥ વાજે અધિક
વધાઈ હો ॥ પો ॥ ૧ ॥ નરનારિ મન હર્ષ ન માયે ॥ જય જય વાણી
બોલે હો ॥ જગજીવનનું મૂખડું જોઇને ॥ મતવાલા થઇ ડોલે હો ॥

પો ॥ ૨ ॥ ગાંધ્રવ ગીત મનોહર ગાવે ॥ નર્ત કરે સૂર નારિ હો ॥ સૂર વિમાને અંબાર છાયો ॥ થાય કુતોહલ ભારી હો ॥ પો ॥ ૩ ॥ ફુલ ઝડી અંબારથી લાગી ॥ સર્વે તે થયા હુલ્લાસિ હો ॥ મુક્તાનંદનો નાથ મનોહર ॥ અવતરિયા અવિનાશિ હો ॥ પો ॥ ૪ ॥ પદ ॥ ૧૫ ॥ પુત્ર જન્મ સૂણી રીઝયા ધર્મજી ॥ પ્રેમે કરાવ્યું જાતક્ કર્મજી ॥ તેજ કર્મમાં જન સૌ કોયજી ॥ મગન થયાં જોઈ ઉચ્છવ સોયજી ॥ ૧ ॥ ઢાળ ॥ ઉચ્છવમાં વેદોક્ત રીતે ॥ કરી અધિક સનમાન ॥ ધર્મદેવે બ્રાહ્મણોને ॥ આપ્યાં બહુ વિધ દાન ॥ ૨ ॥ જેજે જાચક આવિયા ॥ તેનો આદર કીધો અપાર ॥ દાન જથા વિધી આપિયું ॥ ઉઘાડી ધન ભંડાર ॥ ૩ ॥ પોતાના સૂત રૂપ એવા ॥ પ્રગટ શ્રી ભગવંત ॥ માતપિતાને તેજ સંગે ॥ વાધ્યો પ્રેમ અનંત ॥ ૪ ॥ ચૈત્ર શુદિ એકાદશીની ॥ રાત્રિમાં તતકાળ ॥ બાલમુકુંદને મારવાને ॥ આવ્યા ગ્રહ વિકાળ ॥ ૫ ॥ પૈતરી કોટરા આદિક ॥ બાળકના ગ્રહ જેહ ॥ મુક્ત કહે તીજ દૃષ્ટિએ ॥ બાળી ભગાવ્યા તેહ ॥ ૬ ॥ કડવાં ॥ ૬૧ ॥ એમ એ દિન દિન આનંદ કંદજી ॥ બાળચંદ્ર સમ વધે સ્વચ્છંદજી ॥ એક સમે માર્કંડ રૂષી નામજી ॥ બ્રહ્મચારી વેષે તપ ધામજી ॥ ૧ ॥ ઢાળ ॥ બ્રહ્મચારી રૂપ મુનિ વર ॥ આવ્યા તે ધર્મને ઘેર ॥ કર્યું બહુ સન્માન તેહનું ॥ પૂજિયા ભલી પેર ॥ ૨ ॥ જાણી તે રૂષીને જ્યો તિસિ ॥ ત્રિકાળ દર્શિ ઉદાર ॥ અતિ પ્રેમે પ્રાર્થના કરી ॥ વૃષદેવે વિવિધ પ્રકાર ॥ ૩ ॥ અમારા આ પુત્ર કેરૂં ॥ નામ કરણુ છે જેહ ॥ તે તમે કરવા યોગ્ય છો ॥ તેમાં તે નહીં સંદેહ ॥ ૪ ॥ ત્યારે તે મુનિ શુભ મુહુર્ત જોઇને ॥ નામ ધરવા કાજ ॥ વિધી સહિત આરંભ કર્યો ॥ લઈ હોમાદિકના સાજ ॥ ૫ ॥ કર્મ સૌ વિધી વત કર્યાં ॥ સર્વજ્ઞ મહા મુનિ ધીર ॥ મુક્તાનંદ કહે ધર્મ પ્રત્યે ॥ બોલ્યા વચન ગંભીર ॥ ૬ ॥ કડવાં ॥ ૬૨ ॥ હે ધર્મ આ તમારો કુમારૂ

જી ॥ તમારી બેઉની રક્ષા કરનારજી ॥ એના આશ્રિત નર ત્રિય જેહજી ॥ તેની સર્વ આપદા હરશે તેહજી ॥ ૧ ॥ **ઢાળ** ॥ આપદા હરશે તેમની ॥ કરશે તે સૂખ ઘનસ્યામ ॥ કર્ક રાશિમાં જન્મ એનો ॥ માટે થાશે હરિ એવું નામ ॥ ૨ ॥ અર્થે યુક્ત એ નામવાળો ॥ થાશે તમારો લાલ ॥ આશ્રિત નર ત્રિયવૃંદને ॥ તારશે જન પ્રતિપાળ ॥ ૩ ॥ વળી તમારા પુત્રનો ॥ છે કૃષ્ણ વર્ણ આ તન ॥ આશ્રિત જનના નીજ મૂર્તિમાં ॥ ખેંચી લેશે મન ॥ ૪ ॥ ચૈત્રમાસમાં જન્મ સુંદર ॥ થયો છે સાક્ષાત ॥ માટે કૃષ્ણ એવું નામ એનું ॥ થાશે જગ વિખ્યાત ॥ ૫ ॥ હરિ કૃષ્ણ બેઉનાં નામ નોખા ॥ તમારા સૂતના જાણ ॥ હરિકૃષ્ણ એવી રીતે એકજ ॥ મુકતાનંદ પ્રમાણ ॥ ૬ ॥ **કડવાં** ॥ ૬૩ ॥ વળી કહુ ધર્મદેવ સૂખધામજી ॥ તમારા સૂતનું સુંદર નામજી ॥ ચિત્ત- દઈ સાંભળો પરમ સૂધીરજી ॥ સુંદર થાશે ગુણ ગંભીરજી ॥ ૧ ॥ **ઢાળ** ॥ થાશે ગુણ ગંભીર સુંદર ॥ પાંચ ગુણ સૂખદાન ॥ ત્યાગ જ્ઞાન તપ ધર્મ યોગ કરી ॥ થાશે શિવજી સમાન ॥ ૨ ॥ માટે હું તમને સૂચવું ॥ તમે બેઉ ચતૂર સુજાણ ॥ નિલકંઠ એવું નામ સુંદર ॥ થાશે અતિ પ્રમાણ ॥ ૩ ॥ હે વૃષ એ રીતે કરી ॥ ગુણ કર્મને અનુ- સાર ॥ થાશે તમારા પુત્ર કેરાં ॥ નામ અનંત અપાર ॥ ૪ ॥ એવી રીતે એ નામ કરી ॥ ટાળ્યા સર્વે સંદેહ ॥ બીજા ગુણ એ પુત્રના ॥ કેતા હવા મુનિ તેહ ॥ ૫ ॥ એજ તમારા પુત્ર તે ॥ શ્રીવિશ્નું તુલ્ય સ્વચ્છંદ ॥ મુકતાનંદનો નાથ તમને ॥ દેશે અતિ આનંદ ॥ ૬ ॥ **કડવાં** ॥ ૬૪ ॥ **રાગ કાફી** ॥ માર્કંડ મુનિ નામ ધરીને ॥ મૌન થયા તતકાળરે ॥ સૂતના ગુણ સૂણી ભકિત ધર્મને ॥ આનંદ વાધ્યો વિશાળરે ॥ મા ॥ ૧ ॥ તે ધર્મ તે મુનિવરને આપ્યાં ॥ આભૂષણ વસ્ત્ર અપારરે ॥ મન વાંચ્છિત સઉ સંપત્તિ આપી ॥ એવા તે પરમ ઉદારરે

શ્રી મા ॥ ૨ ॥ તે મુનિવરને વચને કરીને ॥ નીજ સૂતના ગુણ જાણી-
ને ॥ ધર્મ ભક્તિએ મહા મુનિવરને ॥ કેહે છે સુધા સમ વાણીરે
॥ મા ॥ ૩ ॥ હે મુનિવર અમે દાસ તમારા ॥ નિત નિત દરશન
દેજોરે ॥ મુક્તાનંદના નાથને નિર્ખિ ॥ લાવ અલોકિક લેજોરે ॥ મા ॥
૪ ॥ પદ ॥ ૧૬ ॥ એમ કરતાં નીજ સૂતને અનૂપજી ॥ ત્રીજું વર્ષ
થયું સૂખરૂપજી ॥ ત્યારે તે ચૌલ કર્મ સૂખકારીજી ॥ ધર્મે કરાવ્યું
શ્રુતિ અનુસારીજી ॥ ૧ ॥ ઢાળ ॥ શ્રુતિ તણે અનુસાર સર્વે ॥ કીધું
કર્મ ઉદાર ॥ તે દિન મહા ઉત્સવ થયો ॥ સૌ પામ્યા આનંદ અ-
પાર ॥ ૨ ॥ તેજ દિવસે ધર્મદેવે ॥ સાધૂ બ્રાહ્મણ જેહ ॥ પ્રેમ કરી
નીજ ભૂવન તેડી ॥ જમાડયા છે તેહ ॥ ૩ ॥ તે દિવસે ભગવાનને ॥
મારવા દાનવ ઘોર ॥ કૃત્યાનો સૃજનાર આવ્યો ॥ કાલીદત્ત કઠોર ॥૪॥
તિવ્ર નીજ દ્રષ્ટે કરી ॥ મનમોહન બાલમુકુંદ ॥ મોહ પમાડયો દૈત્યને
॥ થયો અશૂર અતિ મતિ મંદ ॥ ૫ ॥ તેણે કરીને અશૂર પાપી ॥
વિવિધ વૃક્ષ મોઝાર ॥ મુક્ત કહે અથડાઇ ચહુ દિશ ॥ નાશ થયો
ભૂભાર ॥ ૬ ॥ કડવાં ॥ ૬૫ ॥ એમ અશૂરના વૃંદ અપારજી ॥
કરે છે ઉપદ્રવ વારમવારજી ॥ તે જોઈ ધર્મ વિચાર્યું એમજી ॥ આંઇ
રીયે નહીં આપણું ક્ષેમજી ॥ ૧ ॥ ઢાળ ॥ ક્ષેમ નહીં આંઈ આપ-
ણું ॥ એમ વિચારી નીજ ગામ ॥ ત્યાગ કર્યું રિપૂ ત્રાસથી ॥ આવ્યા
અવધપૂર ધામ ॥ ૨ ॥ અવધ્ય મધ્ય અતિ શ્રેષ્ઠ સ્થાનક ॥
રામઘાટને પાસ ॥ બરહટા શાખા નગરમાં ॥ રહ્યા વૃશ કરી વાસ ॥૩॥
અવધ્યમાં સૂત નારિ સોતા ॥ એમ વસ્યા જઈ ધર્મ ॥ ત્રિકાલ સર્જ્યું
સ્નાન આદિક ॥ કરે તે વિધી વત કર્મ ॥ ૪ ॥ સંધ્યાદિક નિત કર્મ
કરતાં ॥ કૃષ્ણ ભક્તિ જેહ ॥ સર્વ કર્મથી અધિક જાણી ॥ પળ ન
ત્યાગે તેહ ॥ ૫ ॥ એમ ધર્મ શ્રી કૃષ્ણની ॥ ભક્તિ કરે એક તાર ॥

મુક્ત કહે તે જોઈ સૌને ॥ વાધ્યો પ્રભુ સંગ પ્યાર ॥ ૬ ॥ કડવાં ॥ ૫૬ ॥ નીજ પિતુ ભક્તિ કરે એક તાનજી ॥ તે જોઈ બાલરૂપ ભગવાનજી ॥ લઈ શિશુ ખેલ સામગ્રિ સારજી ॥ પૂજે શ્રી કૃષ્ણને પરમ ઉદારજી ॥ ૧ ॥ ઢાળ ॥ પુજે નિત શ્રી કૃષ્ણને ॥ વળી ધરે છે તેહનું ધ્યાન ॥ બાળક છે તોય સાધૂતા કરી ॥ વર્ત્તે સંત સમાન ॥ ૨ ॥ ત્યાગ્યા આમ્યા વિહાર સર્વે ॥ એવા તે હરિસૂખધામ ॥ તાત સંગે સઉ તિરથમાં ॥ નિત્ય નાય પૂરણ કામ ॥ ૩ ॥ પ્રાત સમે સરજુ વિષે ॥ નિત નિયમ રાખી નાય ॥ પૂરિ મધ્યે સૌ દેવ મંદિરમાં ॥ દર્શને નિત જાય ॥ ૪ ॥ તેજ હરિ નીજ તાત પાસે ॥ વર્ણાશ્રમના ધર્મ ॥ શ્રધાએ કરીને સાંભળ્યાં ॥ જાણ્યો તેહનો મર્મ ॥ ૫ ॥ તેમજ નીજ માતા થકી ॥ વિનતાઉનાં ધર્મ જેહ ॥ મુક્તાનંદ કહે બાળકૃષ્ણે ॥ સાંભળ્યા છે તેહ ॥ ૬ ॥ કડવાં ॥ ૫૭ ॥ બાળપણાથી શ્રી ઘનશ્યામજી ॥ દ્રઢ પંડિત થયા શુભ ગુણ ધામજી ॥ બાળક તદૃપિ અધિક બુદ્ધિવંતજી ॥ શુભ ગુણ જોઇ કોય પામે ન અંતજી ॥ ૧ ॥ ઢાળ ॥ શુભ ગુણ જોતાં પાર ન આવે ॥ એવા તે અજ અવિનાશ ॥ તોય અન્ય પાસે ભણે ॥ કરવા તે બુદ્ધિ પ્રકાશ ॥ ૨ ॥ જન્મથી વર્ષ પંચના ॥ જ્યારે થયા જગ આધાર ॥ ત્યારે એ ધર્મથી ભક્તિએ ॥ એક જાયો પુત્ર ઉદાર ॥ ૩ ॥ અધિક શાંત સ્વભાવ સોત્તા ॥ અધિક મન અભિરામ ॥ અનૂજ કૃષ્ણ દિનેશના ॥ તેનું નામ ઈચ્છારામ ॥ ૪ ॥ તેજ વર્ષમાં ધર્મદેવે ॥ શ્રી હરિને શાક્ષાત ॥ ભણાવ્યા સદ્ગ્રંથ સર્વે ॥ વાધ્યો યશ વિખ્યાત ॥ ૫ ॥ અલ્પ કાળમાં ગ્રંથ સર્વે ॥ વાંચી ગયા હરિ જેહ ॥ મુક્તાનંદ કહે લોક સઉને ॥ અધિક આશ્ચર્ય એહ ॥ ૬ ॥ કડવાં ॥ ૫૮ ॥ **રાગ સામેરી** અવધ્યપૂરમાં શ્રી પુરૂષોત્તમ ॥ બાળરૂપ ભગવંતરે ॥ તે શ્રી હરિનો સંગ કરે છે ॥ પૂરનાં બાળ અનંતરે ॥ અ ॥ ૧ ॥

તે સૌને પ્રલ્હાદની પેરે ॥ કૃષ્ણની ભક્તિ શિખાવેરે ॥ સૌ બાળક મહા મુનિવર સમ થઈ ॥ પ્રેમ મગન ગુણ ગાવેરે ॥ અ ॥ ૨ ॥ બાળરૂપ શ્રી હરિની ભક્તિ ॥ દેખી કહે સૌ વાતરે ॥ આ પ્રલ્હાદ સરીખો બાળક ॥ થાશે અતિ વિખ્યાતરે ॥ અ ॥ ૩ ॥ એમ અયોધ્યા પૂરમાં ભક્તિ ॥ બાળ વૃદ્ધમાં વ્યાપિરે ॥ મુક્તાનંદના નાથ પ્રગટ થઈ ॥ અશૂર વાસના કાપીરે ॥ અ ॥ ૪ ॥ પદ ॥ ૧૭ ॥ અવધ્યમાં વાસ કરી રહ્યા ધર્મજી ॥ પૂરજન જાણે અલોકિક મર્મજી ॥ ધર્મને શરણ થયાં બહુ લોકજી ॥ તેનાં તે ટાળ્યાં સંશય શોકજી ॥ ૧ ॥ ઢાળ ॥ સંશય શોક નિવારિયાં ॥ કાશળ ન રાખી લેશ ॥ અષ્ટાક્ષર હરિ મંત્રનો ॥ સૌને કર્યો ઉપદેશ ॥ ૨ ॥ અહિંસાદિક ધર્મ સર્વે ॥ સૂણ્યા નીજ ગુરૂ પાસ ॥ તેનો શુભ ઉપદેશ કીધો ॥ ટાળવા ભવત્રાસ ॥ ૩ ॥ ધર્મ કેરા શિષ્ય સર્વે ॥ પાળે ધર્મ વચન ॥ તેહના શ્રી વૃજચંદ સંગે ॥ લાગી રહ્યાં છે મન ॥ ૪ ॥ ધર્મ જ્ઞાન વૈરાગ્ય સોતી ॥ કૃષ્ણ ભક્તિ જેહ ॥ ધર્મદેવના શિષ્ય સર્વે ॥ કરે નિરંતર તેહ ॥ ૫ ॥ એમ શ્રી રાધા કૃષ્ણની ॥ ભક્તિ કરાવે સોય ॥ મુક્તાનંદ કહે ધર્મ સરખા ॥ સમૃથ ગુરૂ નહીં કોય ॥ ૬ ॥ કડવાં ॥ ૬૯ ॥ આપનો આશ્રય કરવા ઈચ્છેજી ॥ સંગ કુસંગની વિક્તિ પ્રીચ્છેજી ॥ તે વિનત્તાઓને ભક્તિ પાસજી ॥ શિષ્ય કરાવે હરવા ત્રાસજી ॥ ૧ ॥ ઢાળ ॥ ત્રાસ હરવા ભવ તણો ॥ કરે ભક્તિ શુભ ઉપદેશ ॥ તે સાંભળી ત્રિય માત્રનો ॥ નવ રહે સંશય લેશ ॥ ૨ ॥ માનનિયુના ધર્મ સર્વે ॥ ભક્તિ પાસ ઉદાર ॥ કેહેવાડયા વિસ્તારથી ॥ જેમ પામે ભવ જળ પાર ॥ ૩ ॥ ગર્ભથી વર્ષ આઠમે ॥ શ્રી કૃષ્ણને વૃષદેવ ॥ યથા વિધી ઉપવિત આપ્યું ॥ તેડી દ્વિજ તતખેવ ॥ ૪ ॥ તે દિન મહા ઉત્સવ થયો ॥ જમ્યા હજારો દ્વિજ વૃંદ ॥ વિપ્રને બહુ દાન દીધાં ॥

પામ્યા અત્યાનંદ ॥ ૫ ॥ નૈષ્ટિક બ્રહ્મચારી તણા ॥ ધર્મમાં રહી હરિ સોય ॥ મુક્ત કહે નીજ વૃત્તમાં ॥ કાશલ ન રાખી કોય ॥ ૬ ॥ કડવાં ॥ ૭૦ ॥ વેદાદિકનો દૃઢ અભ્યાસજી ॥ અંગ સહિત કર્યો નિજ પિતુ પાસજી ॥ તેહનો અર્થ અનૂપમ જેહજી ॥ નીજ પિતુ પાસ ભણ્યા હરિ તેહજી ॥ ૧ ॥ ઢાળ ॥ ભણ્યા અર્થે એ સર્વેનો ॥ સૂણતાં તે એકજ વાર ॥ હૃસ્ય તેનો જાણિયો ॥ નીજ બુદ્ધિને અનુસાર ॥ ૨ ॥ તાત થકી તે પામિયા ॥ નીજ સંપ્રદાયની રીત ॥ પામ્યા તે દિક્ષા કૃષ્ણની ॥ જેમ વધે પ્રભુ સંગ પ્રીત ॥ ૩ ॥ પામ્યા હરિ નીજ તાતથી ॥ શુભ અષ્ટાક્ષરનો મંત્ર ॥ જેને જપે સૌ ભવતરે ॥ સઘ થાય જીવસ્વતંત્ર ॥ ૪ ॥ શ્રી ઉધ્ધવ સંપ્રદાયના ॥ જે હૃસ્ય અતિ સૂખ્ય રૂપ ॥ તે સર્વે નીજ તાતથી ॥ જાણિયા પરમ અનૂપ ॥ ૫ ॥ પછે તે જેમ ધર્મે કહ્યું ॥ તેવી રીતે આપ ઉદાર ॥ મુક્ત કહે શ્રી કૃષ્ણને ॥ નિત પુજે કરી બહુ પ્યાર ॥ ૬ ॥ કડવાં ॥ ૭૧ ॥ સેવાસાજ લઈ સૂખકંદજી ॥ સેવે શ્રી કૃષ્ણને સદા સ્વછંદજી ॥ એવી રીતે વર્ત્તતા એહજી ॥ વર્ષ એકાદશના થયા તેહજી ॥ ૧ ॥ ઢાળ ॥ વર્ષ એકાદશથીએ ॥ જનનીને કૃષ્ણદિનેશ ॥ ધર્મ જ્ઞાન વૈરાગ્ય સોતી ॥ ભક્તિ કરી ઉપદેશ ॥ ૨ ॥ નીજ સ્વરૂપનું જ્ઞાન જે ॥ તે દીધું હરિ કરી પ્યાર ॥ પછે તીરો ભાવને પામિયા ॥ ભક્તિમાત ઉદાર ॥ ૩ ॥ દુર્વાસાના શ્રાપથી ॥ એમ મૂકાવ્યા નીજ માત ॥ નીજ પદ પંકજ પાસ રાખ્યાં ॥ એવા શ્રી હરિ સાક્ષાત ॥ ૪ ॥ ઉર્ધ્વ દેહી ક્રિયા તેની ॥ જેષ્ટ સૂતને પાસ ॥ શાસ્ત્ર વિધિએ ધર્મદેવે ॥ કરાવી છે પ્રકાશ ॥ ૫ ॥ ધર્મ પણ કેટલાક માસે ॥ કીધો નર તન ત્યાગ ॥ મુક્ત કહે મુનિ શ્રાપથી ॥ એમ મુકાણાં બડ ભાગ્ય ॥ ૬ ॥ કડવાં ॥ ૭૨ ॥ રાગ આરૂ ॥ દિવ્ય શરીર ધરી ॥ રહ્યાં બેઉ દિવ્ય શરીર ધરી ॥ ભક્તિ

ધર્મને પ્રાણુથી પ્યારા ॥ બાલ સ્વરૂપ હરિ ॥ ૨ ॥ ૧ ॥ નિત્ય સમિપે રહે શ્રી હરિને ॥ નિર્ખે નયણુ ભરી ॥ ૨ ॥ ૨ ॥ પોતાના સુત કૃષ્ણ પ્રભુને ॥ સેવે છે પ્રેમ કરી ॥ ૨ ॥ ૩ ॥ બ્રહ્માદિક નૃપ સંગે પ્રભુ પદ ને પુજે છે ફરીરે ફરી ॥ ૨ ॥ ૪ ॥ મુક્તાનંદ કહે ત્રિભૂવનમાં ॥ સુજશ રહ્યો પસરી ॥ ૨ ॥ ૫ ॥ પદ ॥ ૧૮ ઉર્વ દેહિક ક્રિયા ધર્મની જેહ-જી ॥ શાસ્ત્ર પ્રમાણે વિધી વત તેહજી ॥ રામપ્રતાપે કીધી સોયજી ॥ તેમાં તો કાશલ્ય ન રહી કોયજી ॥ ૧ ॥ ઢાળ ॥ કાશલ ન રહી કોય વિધ ॥ એમ કીધું કાર્ય ઉદાર ॥ જમાડયા અતિ પ્રેમશું ॥ નીજ ભૂવન વિપ્ર અપાર ॥ ૨ ॥ તે સઉને દક્ષિણા આપી ॥ પુજ્યા પ્રેમ સમેત ॥ ધર્મદેવના પુત્ર સૌને ॥ બ્રાહ્મણ સંગ બહુ હેત ॥ ૩ ॥ પછે તે હરિને કુટુંબિનો ॥ સંગ તજ્યાની આશ ॥ અતિ વૈરાગ્યના વેગ-થી ॥ ઊરમાં તે અધિક ઉદાસ ॥ ૪ ॥ જેષ્ટ બંધૂ આદિ જે ॥ નીજ કુટું-બિના વૃંદ ॥ તે સઉને પૂછ્યા વિના ॥ થયા આપે એક સ્વછંદ ॥ ૫ ॥ નિત્ય સ્નાનનું મિષ લઈને ॥ પ્રાત સમે જગવંદ ॥ મુક્તાનંદ કહે ઉત્તર દિશમાં ॥ ચાલિયા સૂખકંદ ॥ ૬ ॥ કડવાં ॥ ૭૩ ॥ એમ શ્રી કૃષ્ણે કર્યો ગ્રહ ત્યાગજી ॥ વન પ્રત્યે ચાલ્યા બડ ભાગજી ॥ પછે શ્રી હરિના સખા અપારજી ॥ દર્શને આવ્યા કરી બહુ પ્યારજી ॥ ૧ ॥ ઢાળ ॥ દર્શન કૃષ્ણ દિનેશનાં ॥ કરવાને આવ્યા બાળ ॥ જ્યારે ન ગ્રહ મધ્યે દેખિયા ॥ થયા ઉદાસી તતકાળ ॥ ૨ ॥ સરજું ગંગાને તટે ॥ ખોજે છે બાળક સોય ॥ પૂછે અગણિત મનુષ્યને ॥ પણ ખબર ન દીએ કોય ॥ ૩ ॥ બેઠાનાં સ્થળ તેહનાં ॥ વળી ગયાનાં સ્થળ જેહ ॥ પૂર મધ્યે સૌ બાળ-કો ॥ ખોળે છે જઈ જઈ તેહ ॥ ૪ ॥ અવધપૂરમાં ખોળતા ॥ હાર્યા તે સર્વે કુમાર ॥ જ્યારે ન દીઠા કૃષ્ણને ॥ કરે રૂદન સૌ એક તાર ॥ ૫ ॥ સોકે સહિત કુમાર સર્વે ॥ આવ્યા તે નૃપને દ્વાર ॥

મુક્તાનંદ કહે વિરહ વ્યાકુલ ॥ રૂવે છે કરી પોકાર ॥ ૬ ॥ કડવાં ॥ ૭૪ ॥ અગ્રજ બંધૂ રામપ્રતાપજી ॥ અતિ ઉદાસી ઊર અતિ સંતાપજી ॥ તે પાસે આવ્યા સૌ બાળજી ॥ વિરહ વિકલ બોલ્યા તતકાળજી ॥ ૧ ॥ ઢાળ ॥ વેગે બાળક બોલિયા ॥ બંધૂ તમારા જેહ ॥ નિલકંઠ ન મળ્યા અમને ॥ ગયા ક્યાંઇક તેહ ॥ ૨ ॥ રામપ્રતાપે પૂર વિષે ॥ ખોળિયા ઘર ઘર માંહી ॥ તોપણ તેહને શ્રી હરિની ॥ ખબર ન જડી ક્યાંઇ ॥ ૩ ॥ અનૂજ ઇચ્છારામ આદિક ॥ કુટુંબિના વૃંદ ॥ તે પણ ખોળી હારિયાં ॥ તોય ન દીઠા સૂખકંદ ॥ ૪ ॥ નયણે જળ ધારા વહે॥ સૌ કરે વિવિધ વિલાપ ॥ તે સૌને જોઈ જેષ્ટ બંધૂ ॥ પામ્યા અતિ સંતાપ ॥ ૫ ॥ દુઃખ તણા સાગર વિષે ॥ પડિયો તે સૌ પરિવાર ॥ મુક્તાનંદ કહે હરિ વિના ॥ એમ પામે કષ્ટ અપાર ॥ ૬ ॥ કડવાં ॥ ૭૫ ॥ ભ્રાત ભ્રાત એમ કરીને પોકારજી જી ॥ રૂએ છે કુટુંબિ વારમવારજી ॥ જેષ્ટ બંધૂ શ્રી હરિના જેહજી ॥ સૌથી અતિસે તલપે તેહજી॥ ૧ ॥ ઢાળ ॥ સૌથી અધિકવિલાપ કરીને ॥ રૂએ છે મોટા ભ્રાત ॥ અમને તે ત્યાગિ શ્રી હરિ ॥ હવે ક્યાં ગયા શાક્ષાત ॥ ૨ ॥ એહનો નિત્ય ભોજન સમો ॥ વિતી ગયો છે સોય ॥ તિર્થ સર્વે ખોળિયાં ॥ તોય ખબર ન જડી કોય ॥ ૩ ॥ ક્યાં જઇને નિરખું હવે ॥ એનું વદન ચંદ્ર સમાન ॥ ક્યાં જઈ વચનામૃત સૂણું ॥ મુને એજ ઊરમાં ધ્યાન ॥ ૪ ॥ એમ અતિ સ્નેહ કરી ॥ તલપે છે રામપ્રતાપ ॥ સૂખદ બંધૂ વિયોગનો ॥ ઊરમાં તે અતિશે તાપ ॥ ૫ ॥ ચરિત્ર શ્રી ઘનશ્યામનાં ॥ તેને સંભારે એકતાર ॥ મુક્ત કહે દિન રાત્ય ઊરમાં ॥ રેહે છે એજ વિચાર ॥ ૬ ॥ કડવાં ॥ ૭૬ ॥ રાગ મેવાડો ॥ સર્વે કુટુંબિરે કૃષ્ણ દિનેશનારે ॥ એવી રીતે કરે છે વિવિધ વિલાપ ॥ ઇચ્છારામ આદિરે સર્વે બંધૂને

રે ॥ અંતરમાં વાધ્યો છે વિરહનો તાપ ॥ સ ॥ ૧ ॥ સૌ મળી સોચ્ય કરે શ્રી હરિ તણોરે ॥ અતિ દુ:ખ સેતાં અહોનિશી જાય ॥ થોડાંક નીરમાંરે બહુ મચ્છની પેઠેરે ॥ પલ એક શાંતિ કાંઈ ન થાય ॥ સ ॥ ૨ ॥ સુવાસની આદિરે બંધૂનિ યોષિતારે ॥ અહનિશ કરે છે શોક અપાર ॥ અતિ કષ્ટે કરી દિવસને નિર્ગમેરે ॥ હરિ વિના એમ દુ:ખિ પરિ• વાર ॥ સ ॥ ૩ ॥ પૂરવાસી પણ અતિ દુ:ખિયાં થયાંરે ॥ સુણી હરિ વન ગયાની વાત ॥ મુક્ત કહે છેરે સૌના જે આતમારે ॥ તેજ એ પ્રગટ પ્રભુ શાક્ષાત ॥ સ ॥ ૪ ॥ પદ ॥ ૧૯ ॥ વર્ણિ રૂપ શ્રી કૃષ્ણ ઉદારજી ॥ નિગમન પામે જેહનો પારજી ॥ આચ્છાદન સોતી કોપીન જી ॥ મૃગાજીન બ્રહ્મ સુત્ર નવીનજી ॥ ૧ ॥ મૃગછાલા બ્રહ્મ સુત્રને ॥ ધાર્યા છે કૃષ્ણ દિનેશ ॥ બે કંઠિયું તુળશી તણી ॥ ધારી છે કંઠ પ્રદેશ ॥ ઉર્ધ્વપુંડ્રનું ચિન્હ ભાળે ॥ કુંકુમ ચંદ્ર સમેત ॥ જટા મુંજની મેખલા ॥ ધરી રહ્યા કૃપા નીકેત ॥૩॥ જપમાળા ને કમંડળું ॥ તેને ધાર્યા છે દ્વિજ દેવ ॥ સૂખધામ સાલગ્રામની ॥ પ્રેમે કરે નિત સેવ ॥ ૪ ॥ મહાભારતને શ્રીમદ્ ભાગવત ॥ ધર્મ શાસ્ત્ર ઉદાર ॥ સ્કંદ્ર પુરાણ એ ચારના ॥ પ્રભુ ગ્રહ્યા ચારજ સાર ॥ ૫ ॥ એ સૌની પોથી કરી ॥ પ્રેમે સૂ રાખી પાસ ॥ મુક્ત કહે તે ગ્રંથનો ॥ હરિ રા• ખે નિત અભ્યાસ ॥ ૬ ॥ કડવાં ॥ ૭૭ ॥ એવા થકા શ્રીકૃષ્ણ કૃપા• ળજી ॥ સરજ્યું ઉતરીને તતકાળજી ॥ ઉત્તર દિશામાં ગયા અવિનાશજી ॥ બીજું કોય મનુષ્ય નહીં પાશજી ॥ ૧ ॥ ઢાળ ॥ બીજું કોય ન સંગમાં ॥ એમ ચાલ્યા પરમ ઉદાર ॥ નગ્ર ગ્રામને ખેટ ખરવટ ॥ ઉલંઘ્યા છે અપાર ॥ ૨ ॥ એવી રીતે કેટલાક દિન લગ ॥ ચાલતા સૂખધામ ॥ હિમાચળની તળેટીમાં । પોંતા શ્રી ઘનશ્યામ ॥ ૩ ॥ ત્યાં થકી મહા અરણ્ય આવ્યું ॥ અતિ ભયાનક એહ ॥ સિંહ વ્યાઘ્ર વરાહ મહિસેં ॥ વ્યાપિ રહ્યું છે તેહ ॥ ૪ ॥ વન મધ્યે ફરતાં રહે ॥

ગજ જૂથ ગવય અપાર ॥ ૩ ॥ મૃગ કસ્તુરિયા ॥ વન પશુ વિવિધ
પ્રકાર ॥ ૫ ॥ વન વિષે ચરતાં ફરે ॥ બહુ સૂરા ગાયના વૃંદ ॥ મુક્તા
નંદના નાથને ॥ થયું વન જોઈ આનંદ ॥ ૬ ॥ કડવાં ॥ ૭૮ ॥
અમિત ફુલફળનો બહુ ભારજી ॥ તેણે નમ્યા તરૂ વિવિધ પ્રકારજી ॥
વન મધ્ય સર સરિતા સૂખરૂપજી ॥ તે મધ્ય પક્ષિ બોલે અનૂપજી ૧
ઢાળ ॥ ખગ મૃગ સર સરિતા વડે ॥ એ વ્યાપિ રહ્યું છે વન ॥
તેહનું ઉલંઘન કરીને ॥ ચાલ્યા જગજીવન ॥ ૨ ॥ નિર્ભય મન હેમા
ડીમાં ॥ પોતાને આનંદ કંદ ॥ હેમાચળની શોભા જોઇને ॥ પામ્યા
અતિ આનંદ ॥ ૩ ॥ કયાંક શ્યામને શ્વેત કાંઈક ॥ ક્યાંક રાતો વર્ણ ॥
ક્યાંક પિતને હરિત કયાંક ॥ કયાંક ઢાંકયો તર્ણ ॥ ૪ ॥ નાના વર્ણ જુક્ત
ગિરીવર ॥ શોભા કહી નવ જાય ॥ ગેરૂ આદિક ધાતુ સોતો ॥ દેખી દ્ર
ગ લલચાય ॥ ૫ ॥ નિઝરણાના શબ્દ ભેળો ॥ પક્ષિનો રવ જેહ ॥
મુક્તાનંદ કહે ગિરી વિષે ॥ વ્યાપિ રહ્યો છે તેહ ॥ ૬ ॥ કડ
વાં ॥ ૭૯ ॥ તે ગિરી મધ્ય વિચરે ઘનશ્યામજી ॥ તાપ સેવે શતદ
પિ છબિ ધામજી ॥ અતિ કોમળ કરચરણ અનૂપજી ॥ સજલ મેઘ
સમ શ્યામ સ્વરૂપજી ॥ ૧ ॥ ઢાળ ॥ નવ નીર દસમ મૂર્ત્તિ ॥ જોઈ
લાજે કોટીક કામ ॥ બાળક રૂપ અનૂપ તપાસ ॥ અધિક મન અ
ભિરામ ॥ ૨ ॥ ભૂપર પદ પંકજ ધરીને ॥ ચાલેછે સૂખકંદ ॥ શોભે
ચિન્હ તે ચરણમાં ॥ ભજતાં ટળે ભવફંદ ॥ ૩ ॥ પશુ પક્ષિ જે વ
ન તણાં ॥ જોઈ પામે અતિ આનંદ ॥ જ્યાં જઈ બેશે શ્રી હરિ ॥
વીંટી વળે મૃગ વૃંદ ॥ ૪ ॥ નિર્ખિ શ્રી ઘનશ્યામને ॥ એમ પશુ પણ
પ્રેમી થાય ॥ મનુષ્ય પ્રેમી થાય તેનું ॥ શું આશ્ચર્ય કેહેવાય ॥ ૫ ॥
એવા પ્રબળ પ્રતાપને ॥ દેખાડતા જગ વૃંદ ॥ મુક્તાનંદ કહે હીમ
ગિરી મધ્ય ॥ ફરે એક સ્વચ્છંદ ॥ ૬ ॥ કડવાં ॥ ૮૦ ॥ રાગ મ

શ્રમ ॥ હીમગિરી મધ્યે ચાલિયા ॥ શ્રી હરિ બ્રહ્મચારી ॥ પુલ્હાશ્ર-મમાં આવિયા ॥ પ્રભુ ભવ ભય હારી ॥ હી ॥ તે આશ્રમ પાસે વહે ॥ નદિ ગંડકી ભારી ॥ શાલગ્રામે યુક્ત છે ॥ સરિતા સૂખકારી ॥ હી ॥ ૨ ॥ તે આશ્રમમાં વિશ્નુની ॥ મૂર્ત્તિ સૂખદાતા ॥ મુક્ત નાથ નામે સદા ॥ રહે જગ વિખ્યાતા ॥ હી ॥ ૩ ॥ ત્યાં જઇને એક જ પગે ॥ ઉભા અવિનાશી ॥ ઊંચા બેઉ ભૂજ રાખીને ॥ કરે તપ સૂખ રાસી ॥ હી ॥ ૪ ॥ અધિક તપ તિવ્ર આદર્યું ॥ તમ ભાન વિસારી ॥ મુક્તાનંદનો પ્રભુ થયા ॥ તાપસ વૃત ધારી ॥ હી ॥ ૫ ॥ પદ ॥૨૦॥ ગાયત્રિ જપથી તતખેવજી ॥ રીઝયા શ્રી હરિ ને સવિતા દેવજી ॥ જે છે હીર્ણમય પ્રભુ વિખ્યાતજી ॥ તે દર્શન દીધું શાક્ષાતજી ॥ ૧ ॥ ઢાળ ॥ શાક્ષાત શંખને ચક્ર ધારી ॥ કરૂણાના ભંડાર॥ વર માંગો એમ શ્રી હરિ પ્રત્યે ॥ બોલ્યા પરમ ઉદાર॥ ૨ ॥ કરજોડી વંદન કરી॥ કહ્યું સૂર્યને ઘનશ્યામ ॥ કામાદિક શત્રુ થકી ॥ રક્ષા કરો સૂખધામ ॥ ૩ ॥ સંભારૂં જે જે સમે ॥ ત્યારેજ આનંદ કંદ ॥ આવું દરશન આપ જો ॥ એ વર માંગ્યો જગ વંદ ॥ ૪ ॥ ત્યારે તે રવિ નારાયણે ॥ હસી કહ્યુ તથાસ્તુ એહ ॥ સંભારો ત્યાં સમિપ રેહેશું ॥ તેમાં નહીં સંદેહ ॥ ૫ ॥ શ્રી સૂર્ય નારાયણ દેવથી॥ એમ પામ્યા હરિ વરદાન ॥ મુક્તાનંદનો નાથ તપસ્વિ ॥ અધિક તેજ નિધાન ॥ ૬ ॥ **કડવાં** ॥ ૮૧ ॥ કંઈક માસ ત્યાં રહ્યા ઘનશ્યામજી ॥ ત્યાંથી પછે ચાલ્યા સૂખધામજી ॥ અગણિત વન તરૂ અધિક વિશાળજી ॥ અનંત નદિ અગણિત મહા તાળજી ॥ ૧ ॥ ઢાળ અનંત એ સૌ ઉલંઘિને ॥ આવિયા સૂખકંદ ॥ ત્યાં એક વન અવલોકતાં ॥ પામિયા અતિ આનંદ ॥ ૨ ॥ તે વન માંઈ રહ્યા હતા ॥ ગોપાળ જોગિ જેહ ॥ નિલકંઠ બ્રહ્મચારીએ ॥ નિર્ખ્યા તતક્ષણ તેહ ॥ ૩ ॥ પાસે જઇને પ્રણામ

કીધાં ॥ મળ્યા બેઉ ભરી બાથ ॥ પછે તે હરિ રહેતા હવા ॥ ગોપાળ જોગિ સાથ ॥ ૪ ॥ તે જોગિથી સિદ્ધ કર્યો ॥ અષ્ટાંગ જોગ અનૂપ ॥ જોગિને પણ રાજ જોગની ॥ રીત કહી સૂખ રૂપ ॥ ૫ ॥ તે જોગિ હરિ ધ્યાનમાં ॥ અતિ સિદ્ધ થયા બુદ્ધિમાન ॥ મુક્તાનંદ કહે જોગિને ॥ કર્યા કૃતાર્થ ભગવાન ॥ ૬ ॥ કડવાં ॥ ૮૨ ॥ ત્યાં થકી ચાલ્યા વર્ણિ તેહજી ॥ આદિ વરાહ તિર્થ ગયા એહજી ॥ ત્યાંથકી વંગ દેશમાં આવ્યાજી ॥ મહા પ્રભુ તે લોકને મન ઘણું ભાવ્યાજી ॥ ૧ ॥ ઢાળ ॥ લોકને મન ભાવિયા ॥ શોભાનિધિ ઘનસ્યામ ॥ સિરપૂર નામે જે પત્તન ॥ ગયા પ્રભુ તે ઠામ ॥ ૨ ॥ તે પૂરમાં રહે સિદ્ધ માની ॥ અશૂર અતિશે ઘોર ॥ તેનો તે મદ હરતા હવા ॥ નીજ સામર્થીને જોર ॥ ૩ ॥ એક દ્વિજે ગજ આદિનું ॥ લીધું તે ભારે દાન ॥ લેતાં વેતજ કાજળ સરખો ॥ થયો નીજ તનવાન ॥ ૪ ॥ તે બ્રાહ્મણ શ્રી કૃષ્ણ પ્રભુને ॥ શરણ આવ્યો ધાઈ ॥ સ્વ દૃષ્ટે કરી જેમ હતો તેમ ॥ કીધો જન સૂખદાઈ ॥ ૫ ॥ પછે તે સૌ અશૂરે મળી ॥ બહુ પ્રેર્યા કૃત્યાવીર ॥ મુક્તાનંદનો નાથ તેહને ॥ જીત્યા સહજ સૂધીર ॥ ૬ ॥ કડવાં ॥ ૮૩ ॥ જ્યાં જ્યાં ગિરી વન તિર્થ ઉદારજી ॥ ત્યાં મુમુક્ષ મનુષ્ય અપારજી ॥ તેને દઈ નીજ દર્શન દાનજી ॥ કરે કૃતાર્થ શ્રી ભગવાનજી ॥ ૧ ॥ ઢાળ ॥ કરે કૃતાર્થ દૈવિ જનને ॥ એવા વર્ણિ અનૂપ ॥ બાલવા કુંડ નામે તીરથ ॥ ત્યાં ગયા સૂખરૂપ ॥ ૨ ॥ પછે ત્યાં થકી ચાલિયાં ॥ મુનિરાજ પૂરણ કામ ॥ ગંગા સાગર સંગમે ॥ આવ્યા તે શ્રી ઘનસ્યામ ॥ ૩ ॥ ગંગાસાગર સંગમે ॥ જઈ સ્નાન કર્યું સૂખકંદ ॥ કપિલ મુનિને દર્શને ॥ પામ્યા તે અત્યાનંદ ॥ ૪ ॥ કાંઈક દિન ત્યાં રહી કરી ॥ પછે ચાલિયા અવિનાશ ॥ પુરૂષોત્તમ પરિમાં ગયા ॥ કરવા તે તિર્થ નિવાસ ॥ ૫ ॥ પૂરિ મદ્ધે શ્રી જગન્નાથ

નું ॥ કરે નિત દરશન ॥ મુકતાનંદનો નાથ નિર્ખિં ॥ શુદ્ધ થયાં પૂર જંન ॥ ૬ ॥ **કડવાં ॥ ૮૪ ॥ રાગ સિંધુ ॥** પુરૂષોત્તમ પૂરિને વિષે શ્રી હરિ ॥ વર્ણિ વેશે દઢ વૃત્ત ધારી ॥ કેટલાક માસ ત્યાં વાસ કરીને પછે ॥ ભૂ તણો ભાર નાંખ્યો ઉતારી ॥ પુ ॥ ૧ ॥ તેજ પૂરને વિષે અશૂર અગણિત હતા ॥ અધિક અભિમાન વશ પ્રબલ વંકા ॥ એક બીજાને તે નમી કોય ન દીએ ॥ ઊર નહીં કોયની ત્રાસ સંકા ॥ પુ ॥ ૨ ॥ એ સો અશૂરને મોહ ઉપજાવીને ॥ પરસ્પર વેર દીધું જ બાડી ॥ એમ એ પરસ્પર પરાભવ પામિયા ॥ મરે અગણિત પ્રભુ દેખે દાદી ॥ પુ ॥ ૩ ॥ એમ શ્રી કૃષ્ણ પ્રભુ ભાર ભૂમિ તણો॥ આપ ઇચ્છાએ ઉતારી નાંખ્યો ॥ કહેછે મુકતાનંદ અશૂર અધર્મ હણી ॥ ધર્મ પરિવારનો રંગ રાખ્યો ॥ પુ ॥ ૪ ॥ મદ ॥ ૨૧ ॥ ત્યાં થકી ચાલ્યા કૃષ્ણ દિનેશજી ॥ રામનાથનો કરી ઉદ્દેશજી ॥ પ્રથમજ આદિકૂર્મ આ એહજી ॥ તિર્થનાં જનને મન ગમ્યા તેહજી ॥ ૧ ॥ **ઢાળ ॥** તિર્થવાસી લોક સોને ॥ ભાવિયા ઘનસ્યામ ॥ ત્યાંથી મનસારપૂર વિષે ॥ આવ્યા તે ધીરજ ધામ ॥ ૨ ॥ તે મનસાપૂરને વિષે ॥ રાજા તે અતિ બુદ્ધિવાન ॥ તે નૃપ દ્વારે અશૂરનું ॥ પ્રભુ કરાવ્યું અપમાન ॥ ૩ ॥ ત્યાંથી શ્રી હરિ ચાલિયા ॥ ગયા વેંકટાદ્રિમોઝાર ॥ ત્યાં વિશ્નુનાં દરશન કરીને ॥ પામ્યા હરખ અપાર ॥ ૪ ॥ શીવ કાંચિને વિશ્નું કાંચિ॥ જોયાં કરી બહુ પ્રીત॥ ત્યાંથી શ્રીરંગમાં ગયા ॥ કરવા તે ભૂમિ પુનિત ॥ ૫ ॥ ત્યાંથી રામેશ્વર ગયા॥ નિર્ખ્યાં તે શિવ સૂખરૂપ ॥ મુકતાનંદ કહે કૃષ્ણ દેવે ॥ કીધાં તિર્થ અનૂપ ॥ ૬ ॥ **કડવાં ॥ ૮૫ ॥** ત્યાં થકી ચાલ્યા વર્ણિરાજજી॥ તિર્થ યાત્રા કરવા કાજજી ॥ સુંદરરાજ વિશ્નું સૂખકંદજી ॥ તે નિર્ખિ થયો અતિઆનંદજી ॥ ૧ ॥ **ઢાળ ॥** અતિ આનંદે ત્યાંથકી ॥ ચાલિયા શ્રી ઘનસ્યામ ॥ અરણ્ય એક ફળ ફુલ જળ વિના ॥ આવિયું દુઃખ ધામ ॥ ૨ ॥

પાંચ દિવસ તે વન વિષો ચાલિયા વર્ણિ સોય ॥ તોપણ અન્ન જળ ક્યાંઈ ન મળ્યું ॥ ગામ ન આવ્યું કોય ॥ ૩ ॥ છઠે દિન મધ્યાન કાળે॥ તે વનમાં એક કૂપ॥ હરિ ઇચ્છાએ આવિયો ॥ જોઈ રિઝયા મુનિ સૂખરૂપ ॥ ૪ ॥ કૂપનું જળ કાઢીને ॥ થયા નાહી ધોઇને ત્યાર ॥ શાલગ્રામની સેવા કરવા ॥ બેઠા પરમ ઉદાર ॥ ૫ ॥ વિશ્નુંમાં ભક્તિ ઘણી ॥ માટે શાલગ્રામજી દેવ ॥ મુક્ત કહે બહુ ઉદક પીધું ॥ રીઝ્યા હરિ તતખેવ ॥ ૬ ॥ **કડવાં** ॥ ૮૬ ॥ નિલકંઠ મુનિ કીધો વિચારજી ॥ જે પ્રભુ પીધું ઉદક અપારજી ॥ તેમનૈવેધને જોઈએ અન્નજી ॥ તેની તે શી કરીએ જતંનજી ॥ ૧ ॥ **ઢાળ** ॥ જતન તેહની શું કરૂં ॥ કેમ ધરૂં પ્રભુને થાળ ॥ તેજ સમામાં શિવસતી ॥ ત્યાં આવિયા તતકાળ ॥ ૨ ॥ તે બેઉએ બ્રહ્મચારીને ॥ આપ્યો સાતુ કરી બહુ હેત ॥ વિશ્નુંને નૈવેધ અર્પિ ॥ જમ્યાં તે જોગ નીકેત ॥ ૩ ॥ પછે ત્યાં થકી ચાલિયા ॥ ગયા ભૂતપૂરિ ઘનશ્યામ ॥ રામાનુંજ આચાર્યનું ॥ એ જન્મ ભૂમિ ગામ ॥ ૪ ॥ રામાનુંજની પ્રતિમાને ॥ નિર્ખિ કરી બહુ પ્યાર ॥ પ્રેમસૂ પૂજન કરીને ॥ પામ્યા હર્ષ અપાર ॥ ૫ ॥ ત્યાંથી કુમારિકા ક્ષેત્ર પ્રત્યે ॥ ગયા તે આનંદ કંદ ॥ મુક્તાનંદનો નાથ એણી પેર ॥ કરે છે તીર્થ સ્વછંદ ॥ **કડવાં** ॥ ૮૭ ॥ ત્યાં થકી પદ્મનાંભ ગયા એહજી ॥ ત્યાંથી જનાર્દન પોંચ્યા તેહજી ॥ ત્યાંથી આદિકેશવ છે નામજી ॥ તે વિશ્નું નિર્ખ્યાં સૂખધામજી ॥ ૧ ॥ **ઢાળ** ॥ સૂખધામ વિશ્નું નિરખિયા ॥ ત્યાં આવ્યા અશૂર અપાર॥ તેનો પરાભવ કીધો ઘણો॥ તેમાં કાંઈ ન લાગી વાર ॥ ૨ ॥ ત્યાંથી તે મલયાચલ ગયા ॥ નિર્ખ્યા તે સાક્ષિ ગોપાળ ॥ ત્યાંથી તે કિસ્કંદા ગયા ॥ નાહ્યા તે પંપાતાલ ॥ ૩ ॥ ત્યાંથી પુંડરપૂર ગયા ॥ નિર્ખ્યા શ્રી વિઠલનાથ ॥ પ્રેમસૂ વંદન કરીને॥

ભેટિયા ભરી બાથ ॥ ૪ ॥ ત્યાંથી ગયા ગોદાવરી ॥ રહી દંડકારણ્ય માંઈ ॥ પ્રદક્ષણા કરી તેહની ॥ કાશલ ન રાખી કાંઈ ॥ ૫ ॥ ત્યાંથી નાશિકપૂર વિષે ॥ આવિયા શ્રી હરિ આપ ॥ મુક્તાનંદનો નાથ નિર્ખિ ॥ લોક થયાં નિષ્પાપ ॥ ૬ ॥ **કડવાં ॥ ૮૮ ॥ રાગ ધોળ ॥** અવનિપર એમ તીરથ કરતા ॥ આવેછે અવિનાશીજી ॥ તાપિ મધ્યે સ્નાન કરીને ॥ અતિ રીઝયા સૂખરાશિજી ॥ ૧ ॥ ત્યાંથી રેવા મહિ સાંભરમાં ॥ નાહ્યા શ્રી ઘનસ્યામજી ॥ ત્યાંથી ભીમનાથ શિવમંદિર ॥ ત્યાં આવ્યા તાપ ધામજી ॥ ૨ ॥ ત્યાંથી ગોપનાથનું મંદિર ॥ ત્યાં આવ્યા સૂખકંદજી ॥ ગોપનાથ શિવને નિર્ખિને ॥ પામ્યા અતિ આનંદજી ॥ ૩ ॥ ત્યાંથી પંચ તિર્થ સર્વે ॥ કરતા અંતરયામિજી ॥ પૂનિત પ્રભાસ ક્ષેત્રમાં આવ્યા ॥ મુક્તાનંદના સ્વામિજી ॥ ૪ ॥ પદ ॥ ૨૨ ॥ અનંત તિર્થમાં જઈને ઉદારજી ॥ તે તિર્થનાં મનુષ્યઅપારજી ॥ તેને દઈ નિજ દર્શન દાનજી ॥ ભવ ભવથી છોડયા ભગવાનજી ॥ ૧ ॥ **ઢાળ** ॥ ભવ દુઃખ હારી ધર્મ સોતી ॥ કૃષ્ણ ભક્તિ જેહ ॥ તેનો દૃઢ ઉપદેશ આપી ॥ ટાળ્યા સર્વ સંદેહ ॥ ૨ ॥ એવી રીતે બહુ તિર્થ પ્રત્યે ॥ વિચરતા ઘનસ્યામ ॥ ધર્મમાં રહી ધર્મનું ॥ સ્થાપન કરે સૂખધામ ॥ ૩ ॥ તિર્થમાં પરિવાર સોતો ॥ રહ્યોતો જે અધર્મ ॥ તે ટાળ્યો નિજ સામર્થે કરી ॥ કીધું અદ્ભૂત કર્મ ॥ ૪ ॥ શ્રુતિ સ્મૃતિ સત શાસ્ત્રને ॥ વાદે કરી જગવંદ ॥ પાખંડિ ગુરૂ માત્રને ॥ જીતિયા આનંદકંદ ॥ ૫ ॥ તે પાખંડિ ગુરૂ થકી ॥ શુદ્ધ મુમુક્ષુના વૃંદ ॥ કહે મુક્તાનંદ સઘ મૂકાવિયાં ॥ તેનાં કાપિયા ભવફંદ ॥ ૬ ॥ **કડવાં ॥ ૮૯ ॥** બ્રહ્મચર્યાદિક નિયમ અપારજી ॥ તે રાખી તપ કરે ઉદારજી ॥ ત્યાગિ તિર્થવાસીનેએહજી ॥ સ્થિતિની રીત દેખાડી તેહજી ॥ ૧ ॥ **ઢાળ.** ॥ ત્યાગિ સર્વને તિર્થનાં જન ॥ તેને તે

શ્રુતિ અનુસાર ॥ સ્થિતિ દેખાડી ત્યાગિની ॥ જેમ પામે ભવજળ પાર ॥ ૨ ॥ શિત ઉષ્ણ ને ક્ષુધાપિ પાસ ॥ એ આદિક દુઃખ વૃંદ ॥ તેને સહેતી તિક્ષુ થઈ સદા ॥ ફરે એક શાંત સ્વચ્છંદ ॥ ૩ ॥ પ્રીત નહીં કોઈ વસ્તુમાં ॥ સંગ પરિગ્રહ નહીં લેશ ॥ કૌપિન માત્ર છે વસ્ત્ર જેહને ॥ તાપસ વર્ણી વેશ ॥ ૪ ॥ મૃગચર્મને જટા ધારી ॥ અનાવૃત છે અંગ ॥ રાત દિશ સર્વે ૩તમાં ॥ વર્તે એમ અભંગ ॥ ૫ ॥ ગામ બાહેર વૃક્ષ હેઠે ॥ રહે સદા તજી ત્રાસ ॥ મુક્ત કહે શ્રી કૃષ્ણ ગ્રહ તજી ॥ કીધો વનમાં વાસ ॥ ૬ ॥ **કડવાં** ॥ ૯૦ ॥ નિત ત્રિકાલ સ્નાનનું નેમજી ॥ પ્રભુ સેવામાં અતિશે પ્રેમજી ॥ કરે ત્રિકાલ પ્રભુ પૂજન સોયજી ॥ એ સમ કૃષ્ણ ભક્ત નહીં કોયજી ॥ ૧ ॥ **ઢાળ** ॥ કૃષ્ણ ભક્ત ન કોય એ સમ ॥ એવા વર્ણિ અનૂપ ॥ રસિક રાધા કૃષ્ણમાં ॥ કરી રાખ્યું મન તદ્રુપ ॥ ૨ ॥ રાસ પંચાધ્યાયિનો ॥ નિત પાઠ કરે બુદ્ધિવંત ॥ ધ્યાન ધરે શ્રી કૃષ્ણનું ॥ એમ ભજે શ્રી ભગવંત ॥ ૩ ॥ આસન વિવિધ પ્રકારનાં ॥ ત્રિકાળ પ્રાણાયામ ॥ ક્રિયા બહુ વિધી જોગની ॥ તે નિત કરે સૂખધામ ॥ ૪ ॥ હેમંત કાળે સીતનું ॥ અતિ કષ્ટ ભુક્તે એહ ॥ તોપણ નિજ ઇચ્છાએ અગ્નિ ॥ ન તાપે મુનિ તેહ ॥ ૫ ॥ અખંડ ધ્યાન શ્રી કૂષ્ણનું ॥ દ્રગ અચળ પલ ન ભરાય ॥ મુક્ત કહે ઘનશ્યામનો ॥ અતિ પ્રેમ કેમ વ્રણવાય ॥ ૬ ॥ **કડવાં** ॥ ૯૧ ॥ તનમાં રહ્યાં ત્વક અસ્થિ માત્રજી ॥ બહુ ધર્મ નિધિ વ્યાપ્ત નિજ ગાત્રજી ॥ દેહની ત્યાગિ અનુંસંધાનજી ॥ ફરે વિકટ વનમાં ભગવાનજી ॥ ૧॥ **ઢાળ** ॥ વિકટ વનમાં વિચરે ॥ જ્યાં કંટક અશ્મ કઠોર ॥ આણવાંણા અહો રાત્ર ચાલે ॥ ત્યાગ તપ ને જોર ॥ ૨ ॥ ઘોરવનને પર્વતોમાં ॥ નિર્ભે રહે સૂખકંદ ॥ કોઇને ન મારગ પૂછવો ॥ એમ ચાલે નિત સ્વછંદ ॥ ૩॥ સિંહ વ્યાઘ્ર સર્પ આદિ ॥

ક્રૂર જંતુ જેહ ॥ તેણે પણ નથી અંગપરશું ॥ એવા મુનિવર તેહ ॥ ૪ ॥ ક્યારેક ફૂળ દળ મૂળ ભોજન ॥ ક્યારે અંન એકવાર ॥ ક્યારેક ઉપવાસી રહે ॥ ક્યારે પીએ નીર ઉદાર ॥ ૫ ॥ કંઇક દીન કરી પવન પ્રાસન ॥ રહ્યા મુનિવર સોય ॥ મુક્તાનંદ કહે હરિ સરખા ॥ ત્યાગિ સિદ્ધ ન કોય ॥ ૬ ॥ કડવાં ॥ ૯૨ ॥ રાગ બિહાગ ॥ ત્યાગિ હરિ બ્રહ્મચારી ॥ અનૂપમ ત્યાગિ હરિ બ્રહ્મચારી ॥ ત્યાગિ તપસ્વિ સિદ્ધ માની સૌ ॥ દેખંતા જાય હારી ॥ અ ॥ ૧ ॥ ક્યારે અજાચિત્ત વૃત્તિ રાખે ॥ ક્યારે કછ વૃત્ત ધારે ॥ સૂખપ્રદ પંચ વિષેના ત્યાગિ ॥ અન્યના વિષય નિવારે ॥ અ ॥ ૨ ॥ માનનિયુતો ગંધ માત્ર પણ ॥ પણ સહન કર્યો નવ્ય જાઓ ॥ એકાદશી હરિ જન્મને દિવસે ॥ મહા પ્રભુ અંન ન ખાએ ॥ અ ॥ ૩ ॥ રૂષભદેવના પુત્ર ભરત સમ ॥ રાખે છે નિજ તન રીતિ ॥ સર્વ સંગ તજીને રહે સૂખિયાં ॥ પ્રભુ સંગ પૂરણ પ્રીતિ ॥ અ ॥ ૪ ॥ ઉર્દ્ધરેતા અતિ ધીર ઇંદ્રિજીત ॥ શુભ ગુણના ભંડાર ॥ મુક્તાનંદના નાથ તપસ્વિ ॥ એજ અખિલ આધાર ॥ અ ॥ ૫ ॥ ॥ પદ ॥ ૨૩ ॥ બીજા તપસ્વિ ત્યાગિ અપારજી ॥ હરિને દેખી તપસ્વિ ઉદારજી ॥ પોતે પણ તેમ કરવું ધારીજી ॥ શ્રી હરિસંગ રહે અધિક વિચારીજી ॥ ૧ ॥ ઢાળ અતિ વિચારી શ્રી હરિસંગે ॥ રહ્યા તપસ્વિ જેહ ॥ તન અભિમાની દેહને ॥ કષ્ટે પિડાણું તેહ ॥ ૩ ॥ તપસ્વિ હઠના ભર્યા ॥ અતિ શેજ માની હોય ॥ તોપણ તે શ્રી કૃષ્ણ ભેળા ॥ રહી શકે નહીં કોય ॥ ૩ ॥ ત્રણ સત્ય વા પંચ રાત્રિ ॥ કરે શ્રી હરિનો સંગ ॥ પછે પલાયન કરે સર્વે ॥ રહે ન કોય અભંગ ॥ ૪ ॥ મનુષ્યથી નવ થાય એવું ॥ તપ કરે વનમાંઇ ॥ નિત નવા તરૂતલ રહે ॥ આશ્રમન બાંધે કાંઇ ॥ ૫ ॥ સંવત અઢારને છપને ॥ છઠ શ્રાવણ વદ અભિરામ ॥

મુક્તાનંદ કહે લોજપૂરમાં ॥ આવ્યા શ્રી ઘનશ્યામ ॥ ૬ ॥ કડવાં ॥ ૯૩ ॥ કૃષ્ણ ભક્તિ વિસ્તારણ હારજી ॥ વૈશ્ણવના આચાર્ય ઉદારજી ॥ એવા શ્રી ગુરૂ રામાનંદજી ॥ તેના શિષ્યના રહે તહાં વૃંદજી ॥ ૧ ॥ ઢાળ ॥ વૃંદ તેહના શિષ્યના ॥ રહે લોજપૂર કરી વાસ ॥ મગન મન ઘનશ્યામ પોતે ॥ આવિયા તે પાસ ॥ ૨ ॥ પરસ્પર વંદન કરી ॥ પૂછયા પ્રશ્ન અનૂપ ॥ સંત સૌ જાણી ગયા ॥ આવર્ણિ કારણ રૂપ ॥ ૩ ॥ સંતે અતિ આદર કરી ॥ ત્યાં રાખિયા ઘનશ્યામ ॥ ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિ ॥ જોગ તપનાં ધામ ॥ ૪ ॥ અતિ પ્રતાપિ જોઈને ॥ મહા ત્યાગિ સાધૂ સોય ॥ તે પણ અતિ વિસ્મય થયા ॥ આ વર્ણિ તુલ્ય ન કોય ॥ ૫ ॥ આશ્ચર્યકારી અતિ ઘણા ॥ કોઈ અવતારી છે એહ ॥ મુક્ત કહે સૌ સંતને ॥ એમ થયો દૃઢ સંદેહ ॥ ૬ ॥ કડવાં ॥ ૯૪ ॥ કંઇક માસ રહ્યા સાધૂ પાસજી ॥ ત્યાં થકી સંત ભેળા અવિનાશજી ॥ પ્રેમસૂ આવ્યા પીપળ ગામજી ॥ ત્યાં મળ્યા સ્વામિ સૂખધામજી ॥ ૧ ॥ ઢાળ ॥ સૂખધામ શ્રી સ્વામિ મળ્યા ॥ એ છે ઉદ્ધવનો અવતાર ॥ ગ્રહિ ત્યાગિ હરિ ભક્તના ॥ સંગે તે વૃંદ અપાર ॥ ૨ ॥ પ્રેમ સહિત સનમુખ જઈ ॥ કીધાં તે દંડ પ્રણામ ॥ સ્વામિ ઊર ધરી ભેટિયા ॥ લખી વર્ણિ મહા તપ ધામ ॥ ૩ ॥ ભૂમિ વિષે દિક્ષા વિધી ॥ પ્રવર્તાવવાને કાજ ॥ સ્વામિ થકી વૈશ્નવી દિક્ષા ॥ લીધી તે વર્ણિ રાજ ॥ ૪ ॥ ગુરૂ તણા ગુરૂ એજ છે ॥ સૌ દેવના પણ દેવ ॥ તોપણ ઉદ્ધવ સ્વામિથી ॥ દિક્ષા ગ્રહિ તતખેવ ॥ ૫ ॥ એમ એ ઉદ્ધવ સ્વામિએ ॥ કર્યો યથાવિધી ઉપદેશ ॥ મુક્ત કહે સહૃ ગ્રંથનો ॥ જેમ લોપ ન થાય લેશ ॥ ૬ ॥ કડવાં ॥ ૯૫ ॥ ગુરૂએ ધર્યું સહજાનંદ નામજી ॥ અર્થ સહિત અતિશે અભિરામજી ॥ નારાયણ મુનિ નામ ઉદારજી ॥ પ્રેમ સહિત ધર્યું કરીને વિચારજી ॥ ૧ ॥

ઢાળ ॥ અર્થ સોતાં નામ ધરિયાં ॥ શ્રી ગુરૂ રામાનંદ ॥ સદ્ગુરુ ક
ર શિષ્ય મળતા ॥ પામ્યા અતિ આનંદ ॥ ૨ ॥ ધર્મ ધૂર પોતા ત
ણી ॥ તે સોંપી કરી બહુ પ્યાર ॥ બેસાડયા નિજ ગાદિએ॥ સોંપ્યો
તે સૌ અધિકાર ॥ ૩ ॥ પછે તે સ્વામિ નચિંતથઈ ॥ તન તજી ગયા હરિ
ધામ ॥ ઉર્દ્ધ દેહિક ક્રિયા સર્વે ॥ કીધી શ્રી ઘનસ્યામ ॥ ૪ ॥ પછે તે
ઉદ્ધવ સ્વામિના ॥ આશ્રિત સર્વે જેહ ॥ અહિ ત્યાગિ જન વૃંદ પ્રેમે ॥
આગ્નામાં રહ્યા તેહ ॥ ૫ ॥ એમ સઉ સત્સંગિએ ॥ માનીઆ સ્વા
મિ એહ ॥ મુક્ત કહે ઘનસ્યામને ॥ નિત સેવે તજી સંદેહ ॥ ૬ ॥
કડવાં ॥ ૯૬ ॥ રાગ વેલાવલ ॥ પ્રગટ શ્રી કૃષ્ણ દિનેશની ॥ કાં
તિ અતિ ભારી ॥ નિજ આશ્રિત સૌ સંતને ॥ અતિ આનંદકારી
॥ પ્ર ॥ ૧ ॥ અધર્મ તમ અતિસે ટળ્યું ॥ અઘ ઉલુખ સંતાણા ॥ પા
ખંડિગુરૂ ચોર તે ॥ સૌને ઓળખાણા ॥ પ્ર ॥ ૨ ॥ દૈવિજીવના ઉર વિષે॥
સંશય ભ્રમકાપી ॥ ધર્મ સહિત શ્રી કૃષ્ણની ॥ ભક્તિ દૃઢસ્થાપી ॥ પ્ર॥
૩ ॥ સ્વામિ નારાયણનાં નામથી ॥ જગવિદિત કહાવે ॥ જાત્રાએ દેશપ્રદેશ
નાં ॥ અગણિત જનઆવે ॥પ્ર॥ ૪॥ સંતકંજવન ફુલિયાં ॥ પ્રવૃતિ શુભ
રીતિ॥ મુક્તાનંદના નાથસૂ ॥ બાંધી દૃઢ પ્રીતિ ॥ પ્ર ॥ ૫ ॥ પદ॥
૨૪ ॥ ધર્મ ભક્તિ પ્રવર્તાવવા કાજજી ॥ ભૂમિ વિષે વિચર્યા મુનિરા
જજી ॥ સિંધૂ તીર એક નગર અનૂપજી ॥ માંગરોલ બંદર સૂખરૂપ
જી ॥ ૧ ॥ ઢાળ ॥ તે બંદરમાં પ્રથમ પેહેલા ॥ આવિયા ઘનસ્યામ॥
પૂરજન અતિ આદર કરીને ॥ રાખ્યા હરિ સૂખધામ ॥ ૨ ॥ અધ
ર્મથી મૂકાવવા ॥ દૈવી તે જનના વૃંદ ॥ નિજ પ્રતાપને પ્રગટ કીધો ॥
સ્વામિ સહજાનંદ ॥ ૩ ॥ અષ્ટ માસ ત્યાં રહી કરી ॥ શ્રુતિ ધ-
ર્મ પરમ ઉદાર ॥ તે ભૂપર વિસ્તારિયો ॥ કરવા પતિત ભવ પાર ॥ ૪ ॥
પૂર્ત કર્મોચ્છવ વિષે ॥ સૌ વિપ્ર નેં ભગવાન ॥ ચતૂર્ભુજ શ્રી વિશ્નું

રૂપે ॥ દીધું દરશન દાન ॥ ૫ ॥ વિપ્ર શ્રૃતી મંત્રે કરીને ॥ પુજ્યા પ્રભુ શાક્ષાત ॥ મુક્તાનંદના નાથનો ॥ એમ વાંધ્યો જશ વિખ્યાત ॥ ૬ ॥ કડવાં ॥ ૯૭ ॥ તે પૂરમાં રહી શ્રી ઘનસ્યામજી ॥ જન્માઅષ્ટમિનો અભિરામજી ॥ ઉત્સવ કીધો પરમ ઉદારજી ॥ ત્યાં આવ્યા સતસંગિ અપારજી ॥ ૧ ॥ ઢાળ ॥ સતસંગિ સૌ દેશના ॥ આવ્યા તે દર્શન કાજ ॥ તે સૌવે શ્રીકૃષ્ણ રૂપે ॥ દીઠા તે વર્ણિરાજ ॥ ૨ ॥ અલૌકિક દર્શન કરી ॥ સૌ પામ્યા અતિ આનંદ ॥ તે દિનથી ઘનસ્યામને ॥ જાણ્યા તે શ્રી વૃજચંદ ॥ ૩ ॥ રામાનંદ સ્વામિ તણા ॥ સૌ શિષ્ય પરમ સુજાણ ॥ નિજ ઇષ્ટ શ્રી ગોકુલ પતિ ॥ નિર્ખે તે પ્રગટ પ્રમાણ ॥ ૪ ॥ પછે તે સૌ શ્રીકૃષ્ણને ॥ આશ્રિત થયાં હરિ જન ॥ ઈષ્ટ જાણી પ્રગટ તેહનું ॥ કરે તે નિત્ય ભજંન ॥ ૫ ॥ મુમુક્ષુ વા અન્ય પ્રાણી ॥ શરણ આવ્યો જેહ ॥ મુક્ત કહે શ્રીકૃષ્ણ પ્રભુને ॥ ભજે તજી સંદેહ ॥ ૬ ॥ કડવાં ॥ ૯૮ ॥ અતિ કરૂણામય કૃષ્ણ ઉદારજી ॥ નિજ સામર્થ કર્યું પ્રગટ અપારજી ॥ નિજમૂર્તિમાં શ્રી ઘનસ્યામજી ॥ પ્રાણવૃત્તિ રૂંધે સૂખધામજી ॥ ૧ ॥ ઢાળ ॥ પ્રાણ વૃત્તિ નીરોધથી ॥ જેનો થયો પ્રભુપદ વાસ ॥ તે નર નારિ હજારો હરિનાં ॥ થાય અતિ દ્દઢ દાસ ॥ ૨ ॥ તેમાં આ અધિકારી છે ॥ આંને નહીં અધિકાર ॥ એવો શ્રીહરિ કૃષ્ણને ॥ ઊરમાં ન લેશ વિચાર ॥ ૩ ॥ વર્ષારૂતુમાં મેઘને મન ॥ યોગ્ય અયોગ્ય ન કોય ॥ સૌ ઉપર સમતુલ્ય વર્ષે ॥ એવા શ્રીહરિ સોય ॥ ૪ ॥ એવો અધિક પ્રતાપ દેખી ॥ આશ્ચર્ય પામ્યાં જંન ॥ પછે એ હરિને શરણે થઇને ॥ કરે તે પ્રગટ ભજંન ॥ ૫ ॥ અદ્દભૂત પ્રાક્રમ જોઇને ॥ વશ થયા સૌ સંસાર ॥ મુક્તાનંદ કહે પ્રગટ પ્રભુના ॥ સામૃથનો નહીં પાર ॥ ૬ ॥ કડવાં ॥ ૯૯ ॥ સૌ મતવાદીને મુનિ ભૂપજી ॥ તેહના ઇષ્ટ દેવને

રૂપજી ॥ દર્શન આપ્યું અખિલ આધારજી॥ તે સૌ વિસ્મય પામ્યા અપારજી ॥ ૧ ॥ **ઢાળ** વિસ્મય પામી કૃષ્ણ પ્રભુને ॥ શરણું આવ્યા તેહ ॥ પ્રગટ પ્રભુને ઓળખીને ॥ ટળ્યા સર્વ સંદેહ ॥ ૨ ॥ ત્યાંથી શ્રીહરિ આવિયા ॥ શુભ કાલવાણી ગામ ॥ ત્યાં બહુ વિધી જોગ સામર્થ ॥ દેખાડયું સુખધામ ॥ ૩ ॥ હજારો નિજ ભક્તને સ્વાધિન સમાધી માંઈ ॥ એ કેવળ શ્રીહરિની કૃપા ॥ તેમાં સાધન બળ નહીં કાંઇ ॥ ૪ ॥ ઓઝટ ગંગાને તટે ॥ કર્યો વિશ્નુંજાગ ઉદાર ॥ ૭ મહીના લગ સહુ ગ્નાતિના ॥ જમ્યા વિપ્ર અપાર ॥ ૫ ॥ કનક ભૂષણ વસ્ત્ર વાહન॥ વિપ્રને દઈ દાન॥ મુક્ત કહે તે સમે ઘનશ્યામ ॥ થયા શ્રીભગવાન ॥૬॥ **કડવાં** ॥ ૧૦૮॥ **રાગ રામગ્રી** ॥

પ્રબલ પ્રતાપ પ્રકાશિયો ॥ સહજાનંદ સ્વામિ॥ અનંત પત્તિત ઓધારવા ॥ પ્રગટયા બહુ નામી॥ પ્ર ॥ ૧ ॥ ત્યાગિ હજારો શિષ્ય તે ॥ શેવે કરી પ્રતિ ॥ વચન પ્રમાણે રહે સદા ॥ તજી અસત્ય અનીતિ ॥ પ્ર ॥ ૨ ॥ એમજ ગ્રહસ્થ અનંત તે ॥ પ્રભુપદ અનુરાગી ॥ સામગ્રિ લઈ સ્વામિને ॥ સેવે બડભાગી ॥ પ્ર ॥ ૩ ॥ ધર્મનિષ્ટ સહુ સુંદરી ॥ ભક્તિ વશ ભારી ॥ તે પણ સેવે સ્વામિને॥ રહે અતિઅવિકારી ॥ પ્ર ॥ ૪ ॥ ધર્માદિક હરિ સેવામાં ॥ રહેસૂર તનુ ધારી॥ મુક્ત કહે એમ સર્વને ॥ ચઢી પ્રેમ ખુમારી ॥ પ્ર ॥ ૫ ॥ પદ ॥ ૨૫ ॥

જેનાં સામૃથનો નહીં પારજી ॥ એવા સ્વામિ પરમ ઉદારજી ॥ કોઈ કોઈ મનુષ્યને કૃષ્ણ સ્વરૂપજી ॥ દરશન આપે પરમ અનૂપજી॥ ૧ ॥ **ઢાળ** ॥ અનૂપ નિજ ગોલોકમાં ॥ રાધિકા પાર્ષદ વૃંદ ॥ તેણે જુક્ત એ ભક્ત દેખે ॥ પ્રગટ શ્રીવ્રજચંદ ॥ ૨ ॥ કોઈ કને શ્રીવિશ્નું રૂપે ॥ આપે દર્શ અનંત ॥ વૈકુંઠ પાર્ષદ રમા સોતા ॥ ભાસે શ્રીભગવંતા॥૩॥ મહા પુરૂષ રૂપે કરી ॥ કંઇકને દર્શન થાય ॥ શ્વેત દ્વિપ પ્રકાશ મુની

ગણુ ॥ જુક્ત પ્રભુ દેખાય ॥ ૪ ॥ કોઇકને ભુમા સ્વરૂપે ॥ આપે દર્શન દેવ ॥ રમા પાર્ષદ સહિત ભાસે ॥ તેજ મધ્ય તતખેવ ॥૫॥ કંઇને નરનારાયણ રૂપે ॥ આપે દર્શન દાન ॥ મુક્ત કહે મુનિગણુ વિશાલા ॥ તે સોતા ભગવાન ॥ ૬ ॥ કડવાં ॥ ૧૦૧ ॥ જોગેશ્વરરૂપે ભગવાનજી ॥ કંઇકને આપે દર્શન દાનજી ॥ ક્ષિર સિંધૂકમળા અહીં સયનજી ॥ એવા તે ભાષે અંબૂજ નયનજી ॥ ૧ ॥ ઢાળ ॥ ભાસે અંબૂજ નયન કોઇને ॥ હિરણુ મયને રૂપ ॥ અર્ક બિંબ સમેત અતિશે ॥ જાજવલ માન અનૂપ ॥ ૨ ॥ યજ્ઞ પુરૂષને રૂપ કોઈને ॥ આપે દર્શન એહ ॥ અગ્નિ મંડળ સહિત પ્રભુને ॥ દેખે હરિજન તેહ ॥ ૩ ॥ એવો પ્રબળ પ્રતાપ સૌને ॥ દેખાડચો છે જેહ ॥ શરણાગત નિજ ભક્તના ॥ ટાળવા સર્વ સંદેહ ॥ ૪ ॥ તે માટે એ સર્વ કેરૂં ॥ કારણુ કૃષ્ણુદિનેશ ॥ અવતારી પ્રભુ એજ છે ॥ તેમાં ન સંશય લેશ ॥ ૫ ॥ સર્વથી પર શ્રીહરિ ॥ એ થકી પર નહીં કાંઈ ॥ મુક્ત કહે સૌ ભક્તને ॥ એમ દ્દઢ થયું મનમાંઈ ॥ ૬ ॥ કડવાં ॥૧૦૨॥ વિના અષ્ટાંગ જોગ અભ્યાશજી ॥ અનંત સમાધિ જુક્ત હરિદાશજી ॥ તેનાં નાડી પ્રાણુ રૂંધાયજી ॥ પ્રગટ શ્રી હરિનું દર્શન થાયજી ॥ ૧ ॥ ઢાળ ॥ દર્શન કરીને સમાધિમાં ॥ સૌ આશ્ચર્ય પામે અપાર ॥ તેમાં મુમુક્ષુ શરણુ થઇને ॥ હરિ ભજે એક તાર ॥ ૨ ॥ જોગ અષ્ટાંગ પ્રયાસથી ॥ મુનિ કોઇક થાયસ્વછંદ ॥ તેવા હરિ કરૂણા થકી ॥ થયા સિદ્ધ નર ત્રિય વૃંદ ॥ ૩ ॥ પ્રાણુ સંજમ દેહ તજવું॥ ધારવું ચિરકાળ ॥ તેમાં અધિક સ્વતંત્રતા ॥ પામ્યા તરૂણ વૃદ્ધ બાળ ॥ ૪ ॥ જ્યારે હરિજન વૃંદને ॥ થાય સમાધિ એક કાળ ॥ તેજ સમે સૌ લોકને મન ॥ આશ્ચર્ય થાય વિશાળ ॥ ૫ ॥ એ આશ્ચર્યની વારતા ॥ સંક્ષેપથી કહું તેહ ॥ કહે મુક્ત સૂમતિ સર્વને ॥ સૂણતાં દ

ને સંદેહ ॥ ૬ ॥ કડવાં ॥ ૧૦૩ ॥ સદ્ય સમાધિ પ્રાપ્ત સ્વછંદજી ॥ એવા અગણિત નર ત્રિય વૃંદજી॥ તેની પંક્તિઓ પ્રથક અપારજી ॥ સોએ સો ને હજારે હજારજી ॥ ૧ ॥ ઢાળ ॥ હજારો પંક્તિઓ મ્હોટી ॥ દેખે શ્રી ભગવાન ॥ તેમાં કોઈ સિદ્ધ આસને ॥ બેઠા ધરે હરિ ધ્યાન ॥ ૨ ॥ કોઇક પદ્માસને બેસી ॥ ધ્યાન કરે હરિજંન ॥ કોઇક ત્યાં વિરાસને ॥ બેઠા છે રૂંધી મંન ॥ ૩ ॥ કોઇક વજ્રાસને બે શી ॥ સ્થિર થયા હરિદાસ ॥ કંઇક સ્વસ્તિક આસને ॥ બેઠા તે પ્રભુ ની પાસ ॥ ૪ ॥ કોઇક સમ આસન કરીને ॥ ધ્યાનમાં રહે ધીર॥ કાષ્ટ અશ્મ સમાન તેના ॥ ભાસે સ્થૂળ શરીર ॥ ૫ ॥ એમ સમાધિ નિષ્ટની ॥ પંક્તિઓ નિશ દિન થાય ॥ મુક્ત કહે શ્રી કૃષ્ણનો ॥ મ હિમા કહ્યો નવ જાય ॥ ૬ ॥ કડવાં ॥ ૧૦૪ ॥ રાગ કેદારો ॥ સ્વામિને શરણુ થઈ સિદ્ધ અગણિત થયા ॥ સમાધિ નિષ્ટ હરિ ભ ક્ત શૂરા ॥ પલક હરિ ધ્યાનથી બાર નવ નીશરે ॥ પ્રગટને ભજે પ્રેમી પૂરા ॥ સ્વા ॥ ૧ ॥ તેમાંથી કોઇને જગાડે શ્રી હરિ ॥ પ્રહર એ ક ધ્યાનમાં વીતિ જાતે॥ કોઈને જગાડે ધ્યાનમાંથી પ્રભુ ॥ પ્રેમી જા ણીને બે પોર થાતે॥ સ્વ ॥ ૨ ॥ કોઇને જગાડે ધ્યાનથી બે દિને॥ કોઇકનૈ પક્ષ વીતિ જગાડે ॥ કોઇકને જગાડે માસ વીતે પ્રભુ॥ ધ્યાનમાં ભક્તને સૂખ દેખાડે॥ સ્વા ॥ ૩ ॥ માસ બે ગયે પ્રભુ જગાડે કોઈ ને ॥ કોઇકને જગાડે ત્રણ માસે ॥ મુક્તાનંદ એમ ધ્યાનમાં શ્રી હ રિ ॥ પ્રેમી ભક્તને પ્રભુ રાખે પાસે ॥ સ્વા ॥ ૪ ॥ પદ ॥ ૨૬ ॥ કોઇને ચાર માસને અંતજી ॥ ધ્યાનથી ખેંચે શ્રી ભગવંતજી॥ બહુ કાળે વા થોડે કાળજી ॥ એમ જગાડે જન પ્રતિપાળજી ॥ ૧ ॥ ઢાળ ॥ ભક્તના પ્રતિપાળ કોઇને॥ દૃષ્ટિ માત્રે દેવ॥ સામું જોતાં સમાધિ થી ॥ જગાડે તતખેવ ॥ ૨ ॥ કોઇકને શબ્દે કરીને ॥ જગાડે જગવં

દ ॥ સંકલ્પે કરી કોઇને ॥ સઘ જગાડે સુખકંદ ॥ ૩ ॥ સમાધિમાં સુખ ઘણું ॥ એ સ્વાદ લોભી કોય ॥ તે જગાડ્યા જાગે નહીં ॥ તન માં ન આવે સોય ॥ ૪ ॥ તદાત્મક જોગે કરી ॥ તે ભક્તને સુખધા મ ॥ અતિ જોર લાવે દેહમાં ॥ શોભાનિધી ઘનશ્યામ ॥ ૫ ॥ એવી ગાઢ સમાધિથી ॥ પ્રભુ જગાડે શાક્ષાત ॥ મુક્ત કહે સૌ જાગીને ॥ પછે કરે અલોકિક વાત ॥ ૬ ॥ કડવાં ॥ ૧૦૫ ॥ કોઇક કહે બ્રહ્મપૂર ની વાતજી ॥ કોઈક વૈકુંઠ વર્ણવે વિખ્યાતજી ॥ કોઈ ગોલોકની શોભા જેહજી ॥ અતિ ઐશ્વર્ય સહિત કહે તેહજી ॥ ૧ ॥ ઢાળ ॥ કહે કો ઈ ઐશ્વર્ય સોતો ॥ શ્વેત દ્વિપ અનૂપ ॥ નિરંતર મુક્તપ્રકાશમાં ॥ વ ર્ણવે તેહનું રૂપ ॥ ૨ ॥ ત્રિલોકમાં સૂર અસૂરનાં ॥ સ્થાનક વિવિધ પ્ર કાર ॥ કોઇક તેહની વારતા ॥ વર્ણવે કરી વિસ્તાર ॥ ૩ ॥ કોઇક ત્રિ લોક વિષે ॥ શ્રી હરિતણું જે સ્થાન ॥ તે વર્ણવે અતિ પ્રેમસૂ ॥ હરિ ભક્ત અતિ બુદ્ધિવાન ॥ ૪ ॥ કોઇક લોકાલોક બાહીર ॥ સ્થાન પર મ ઊદાર ॥ કરે તેહની વારતા ॥ વિસ્તારી વારમવાર ॥ ૫ ॥ સમા ધિથી જાગીને ॥ જેમ દેખે તેમ કહે તેહ ॥ મુક્તાનંદ કહે સભા સૌ ને ॥ આશ્ચર્યકારી એહ ॥ ૬ ॥ કડવાં ॥ ૧૦૬ ॥ અનંત બ્રહ્માંડ ના વાસી ઊદારજી ॥ બ્રહ્મા વિશ્નું મહેશ અપારજી ॥ તેની ક્રિયા જ ગ રચના જેહજી ॥ ઊત્પત્તિ સ્થિતિલય વર્ણવે તેહજી ॥ ૧ ॥ ઢાળ ॥ વર્ણવે વિક્તે કરી ॥ કાશલ ન રાખે કોય ॥ વૈભવ અનંત બ્રહ્માંડના ॥ વર્ણવે હરિજન સોય ॥ ૨ ॥ દેવ દૈત્ય ને નરાદિકની ॥ બહુ બ્રહ્માંડ ની વાત ॥ આશ્ચર્યકાર્ય દીઠી તેવી ॥ વર્ણવે સાક્ષાત ॥ રચના સૌ બ્ર હ્માંડની કોઇ દેખી તેમ કહે ધીર ॥ કોઇક કહે નિજ દેહ રચના ॥ ધ્યાનિ ગુણ ગંભિર ॥ ૪ ॥ કોઈ ભૂગોળની વારતા ॥ તે કહે પાતાળ પ્રજંત ॥ તેમ ખગોળની વારતા ॥ એ કહે જન બુદ્ધિવંત ॥ ૫ ॥ ના

શયણુ મુનિ તેહના ॥ સૂણી વચન વિવિધ પ્રકાર ॥ મુક્ત કહે પ્રભુ ક
રે તેનો ॥ પક્વ અપક્વ વિચાર ॥ ૬ ॥ કડવાં ॥ ૧૦૭ ॥ તેમધ્ય
જેહને પરમ અનૂપજી ॥ પક્વ ધારણા થઈ સૂખરૂપજી ॥ તેને ધાર
ણા યોગ્ય છે તેહજી ॥ ફરી ફરી સ્વામિ કરાવે તેહજી ॥ ૧ ॥ ઢાળ ॥
સ્વામિ ફરી શીખવે ॥ બહુ યોગકળાની રીત ॥ જેને સાંભળતાં સંશય
ટળે ॥ પ્રભુ સંગ વાગે પ્રીત ॥ ૨ ॥ નાડી પ્રાણનો સ્વચ્છાએ ॥ કરે
સંકોચ વિકાશ ॥ કોઇકને એમ શીખવે ॥ કરવા તે દૃઢ અભ્યાસ
॥ ૩ ॥ તેમ કોઇને સો અંગમાંથી ॥ ખેંચી જીવને પ્રાણ ॥ એકજ
અંગમાં રાખવા ॥ એમ શીખવે છે સૂજાણ ॥ ૪ ॥ એવી જેહને ધા
રણા ॥ તેને દેહ શુદ્ધ ટળી જાય ॥ છેદે બાળે દેહ સઘળુ ॥ તોપણ
પીડ ન થાય ॥ ૫ ॥ એવી બહુ વિધ ધારણાની ॥ રીતિ અતિ અ
ભિરામ ॥ મુક્તાનંદ કહે ભક્ત જનને ॥ શીખવે ઘનશ્યામ ॥ ૬ ॥ ક
ડવાં ॥ ૧૦૮ ॥ રાગ ધોળ ॥ એવી જોગ કળા જગવંદરે ॥
સોને શીખાડે સૂખકંદરે ॥ ૧ ॥ કોઇ પાછી તે દૃષ્ટિ વાળીરે ॥ જૂએ
અંતરમાં વનમાળીરે ॥ ૨ ॥ કોઈ દ્રગ આગળ હરિ ધારેરે ॥ તેનાં
નયણના મટકા મારેરે ॥ ૩ ॥ કોઇએક દ્રગ અંતર વાળીરે ॥ બીજુ
નેત્ર ઉઘ્નાડે સંભાળીરે ॥ ૪ ॥ બેઉ ઉલટસુલટ કરી નાંખેરે ॥ તેમાં હ
રિ મૂર્ત્તિ દૃઢ રાખેરે ॥ ૫ ॥ એવી અક્ષિવિદ્યા એ કહાવેરે ॥ મુક્તાનં
દનો નાથ શીખાવેરે ॥ ૬ ॥ પદ ॥ ૨૭ ॥ કોઇને ઉભય નેત્ર તત
કાળજી ॥ અંતર માંઈ ફેરાવે દયાળજી ॥ નાડી પ્રાણ આકર્ષણ જેહ
જી ॥ પ્રભુ નિજ જનને શીખાડે તેહજી ॥ ૧ ॥ ઢાળ ॥ શીખાડે
નિજ ભક્તને ॥ પ્રભુ અક્ષિવિદ્યા એહ ॥ જે જાણે હરિ ભક્ત કેરાં ॥
ટળે સર્વ સંદેહ ॥ ૨ ॥ નિજ લોચન મટકા વિના ॥ તે બાહીર રાખે
બેઉ ॥ નાડી પ્રાણને ખેંચવા ॥ શીખવે કોઇને તેઉ ॥ ૩ ॥ ખટ ચક્રો

મધ્યે એક ચક્રે ॥ રૂંધાવી સૌ પ્રાણ ॥ શ્રવણ બહુ વિધ નાદનું ॥ કોઈને કરાવે સૂજાણ ॥ ૪ ॥ પ્રાણ રૂંધાવી એક ચક્રે ॥ બેસાડયા જન જેહ ॥ પ્રણવ એ પાસે ગણાવે ॥ એવા સમૃથ તેહ ॥ ૫ ॥ સમાધિમાંથી જંયે ॥ એ જાગે જન શાક્ષાત ॥ મુક્તાનંદ કહે પ્રણવની ॥ તે પાસ કરાવે વાત ॥ ૬ ॥ **કડવાં** ॥ ૧૦૯ ॥ ઈડા પિંગળા નાડી જેહજી ॥ નાડી સૂષુમ્ણાદિક બહુ તેહજી ॥ તેને માગે કરી સૂખ કંદજી ॥ ભક્તને આપે અતિ આનંદજી ॥ ૧ ॥ **ઢાળ** ॥ ભક્તને સૂખ આપવા ॥ રવિચંદ્રાદિક જે દેવ ॥ કોઇને તેના લોકમાં ॥ પ્રભુ પોંચાડે તતખેવ ॥ ૨ ॥ એમજ સૂરના લોક અગણિત ॥ દેખાડે ભગવંત ॥ યોગ કળાની યુક્તિઓ ॥ શીખવે આપ અનંત ॥ ૩ ॥ એવી જોગ ત્યાગી સર્વે ॥ સાધન બળ નહીં કોય ॥ તોપણ પ્રભુ નિજ ભક્તને ॥ સેહજે પમાડી સોય ૪ ॥ પ્રતાપ એ સ્વામિ તણો ॥ જે સિદ્ધ થયા સાક્ષાત ॥ તે પેશે અન્યનાં તન વિષે ॥ તેની જાણે મનની વાત ॥૫॥ અંતરયામિ તુલ્ય જેહના ॥ શિષ્ય અગણિત થાય ॥ મુક્ત કહે તે સ્વામિનો ॥ મહિમાં તે કેમ વ્રણવાય ॥ **કડવાં** ॥ ૧૧૦ ॥ અન્યના દેહમાં સ્થિતિ કરે કોયજી ॥ તેના પ્રાણને રૂંધે સોયજી ॥ હરિના ધામ જે અતિ સૂખરૂપજી ॥ પ્રભુની પેઠે દેખાડે અનૂપજી ॥ ૧ ॥ **ઢાળ** ॥ દેખાડે હરિ ધામ સર્વે ॥ પ્રભુની પેર્ય ઉદાર ॥ એવા જેહના શિષ્ય સમર્થ ॥ ગ્રહિને ત્યાગ અપાર ॥ ૨ ॥ સ્વામિની આજ્ઞા થકી ॥ કોય પુરૂષ ભક્તિમાન ॥ સમાધિ અન્યને કરાવે ॥ જેમ શ્રીભગવાન ॥ ૩ ॥ તેમ સમાધિ થકી કોયને ॥ જગાડે તતકાળ ॥ એવા અગણિત શિષ્ય સોતા ॥ શોભે જન પ્રતિપાળ ॥ ૪ ॥ એમ અતિ કરૂણા કરી ॥ દેખાડયો પ્રબળ પ્રતાપ ॥ કાળે નષ્ટ તે જોગ કળાનો ॥ કીધો ભૂપર આપ ॥ ૫ ॥ નગરગ્રામને ઘરો ઘરમાં ॥ જોગ કળાની વાત ॥ મુક્તા-

નંદ કહે સ્વામિએ ॥ કીધી તે જગ વિખ્યાત ॥ ૬ ॥ કડવાં ॥ ૧૧૧ ॥ અન્ય પણ હરિનો પ્રતાપ છે જેહજી ॥ સર્વે ભૂમિમાં પ્રગટયો તેહજી ॥ દેખે સાંભળે સૌ શાક્ષાતજી ॥ કહુ સંક્ષેપથી તેહની વાતજી ॥ ૧ ॥ ઢાળ ॥ સંક્ષેપે કરી વર્ણવું ॥ શ્રીહરિનો પ્રબળ પ્રતાપ ॥ સાંભળતાં શ્રદ્ધા થકી ॥ સૌ થાય જન નિષ્પાપ ॥ ૨ ॥ કંઈક તેહના ભક્તભૂપ ॥ આત્માનિષ્ટ ઉદાર ॥ કૈંક તન અભિમાન સોતા ॥ રાખે પ્રભુસંગ પ્યાર ॥ ૩ ॥ બાળ તરૂણ ને વૃદ્ધ જે ॥ નરત્રિયા સૌ હરિ દાસ ॥ તેમજ વૃદલ મનુષ્યને ॥ સતસંગમાં વિશ્વાસ ॥ તેમાં કૈંક પ્રગટ પ્રભુને ॥ નિરખિયા બહુ વાર ॥ કૈંકને નહીં મુદલ દર્શન ॥ હરિ ભજે એક તાર ॥ ૫ ॥ કૈંક તેહના ભક્તને ॥ વચને કરીને હરિજંન ॥ મુક્ત કહે વિશ્વાસ રાખી ॥ કરે તે પ્રગટ ભજંન ॥ ૬ ॥ કડવાં ॥ ૧૧૨ ॥ રાગ મેવાડો ॥ અંત સમયમાંરે એ સૌ ભક્તને રે ॥ સંકટ તે કોય પ્રકારે ન થાય ॥ શ્રી હરિ આવીરે ઉભા રહેરે ॥ એમ પ્રભુ કરે છે જનની સહાય ॥ અં ॥ ૧ ॥ પાર્ષદ સોતારે બેઠા છે વિમાનમાં રે ॥ એવા જૂએ પ્રગટ પ્રભુ હરિદાસ ॥ દિવ્ય સ્વરૂપેરે તેજ વિમાનમાંરે ॥ ભક્તને તેડી બેસાડે છે પાસ ॥ અં ॥ ૨ ॥ લે હરિજનને રે પ્રભુ નિજ ધામમાં રે ॥ પ્રેમે કરી પોંચાડે તતકાળ ॥ મહા મુનિવરને રે વાંચ્છિત જે ગતિ રે ॥ ભક્તને આપે જન પ્રતિપાળ ॥ અં ॥ ૩ ॥ મરણ સમયમાં સૌ હરિભકતને રે ॥ એમ પ્રભુ આપે દરશન દાન ॥ કોય કોય વેળારે ભકત અભકતને રે ॥ અંતકાળે ભાસે શ્રીભગવાન ॥ અં ॥ ૪ ॥ આશ્ચર્ય દેખીરે દૈવિ જીવનેરે ॥ ઇશ્વરમાં સંશયનો થયો નાશ ॥ મુક્ત કહે છે રે ॥ કૃષ્ણ દિનેશને રે ॥ શરણે તે આવ્યા કરી વિશ્વાસ ॥ અં ॥ ૫ ॥ પદ ॥ ૨૮ ॥ એમ ઐશ્વર્ય જુકત બહુ નામિજી ॥ એવા તે શ્રી સહજાનંદ સ્વામિજી ॥ તેનો પ્રતાપ શાક્ષાતજી ॥ ભૂમિ વિષે થયો અતિ વિખ્યાતજી ॥ ૧ ॥

ઢાળ ॥ વિખ્યાત ભૂતળમાં થયો ॥ શ્રીહરિનો પ્રૌઢ પ્રતાપ ॥ તેને જે ચિત્ત દઈ સાંભળે ॥ તે થાય અતિ નિષ્પાપ ॥ ૨ ॥। દુર્વાશાના શ્રાપ-થી ॥ પ્રગટયા તે ભૂતળ જેહ ॥ ॥ તે રૂષિએ શ્રીકૃષ્ણનો ॥ સાંભળ્યો મહિમાં એહ ૩ ॥ સુણુતા અતિ રાજી થયા ॥ મરિચ્યાદિ મુનિના વૃંદ ॥ તે સર્વે સ્વામિ સમીપે ॥ આવ્યા અધિક સ્વછંદ ॥ ૪ ॥ દેખી પ્રગટ પ્રતાપને ॥ ઉપનો જે દઢ વિશ્વાસ ॥ અતિ અચળ આશ્રય કરીને ॥ રહ્યા શ્રીહરિ પાસ ॥ ૫ ॥ પ્રગટ કૃષ્ણ દિનેશને ॥ ભજતા હવા મુનિ સોય ॥ મુક્ત કહે હરિ ભક્તમાં ॥ એ તુલ્ય અવર ન કોય ॥ ૬ ॥ કડવાં ॥ ૧૧૩ ॥ મરિચ્યાદિક મુનિ તજી અન્ય આ-શજી ॥ રહ્યા નિરંતર શ્રીહરિ પાસજી ॥ તે સૌને શ્રીહરિનો સંગજી॥ મિત્રભાવ થયો સૂખદ અભંગજી ॥ ૧ ॥ ઢાળ ॥ મિત્રભાવં શ્રીકૃષ્ણ-માં ॥ છલ રહિત સૌને જેહ ॥ બ્રહ્માદિક સૂર વૃદને પણુ ॥ અધિક દુર્લભ એહ ॥ ૨ ॥ એક સમે શ્રી સ્વામિએ ॥ નિજ આશ્રિત નર ત્રિય વૃંદ ॥ તે સૌને તેડાવિયાં ॥ કરૂણાનિધિ સૂખકંદ ॥ ૩ ॥ તેમજ મહા મુનિ સર્વને ॥ તેડાવિયા તતકાળ ॥ તે પ્રત્યે કેહેતા હવા ॥ આ વચન પરમ કૃપાળ ॥ ૪ ॥ હે મુનિઓ હે ગ્રહિ હરિજન ॥ સૂણો હમારી વાત ॥ જે શાસ્ત્ર હમને ઈષ્ટ છે ॥ હવે તેજ કહું શાક્ષાત ॥ ૫ ॥ સર્વ ઉપનીસદે સોતા ॥ વેદ સૂખપ્રદ ચાર ॥ મુક્તાનંદનો પ્ર-ભુ કહે ॥ એ સંગ હમને પ્યાર ॥ ૬ ॥ કડવાં ॥ ૧૧૪ ॥ તેમ વૈશંપાયન મુનિ કૃત જેહજી ॥ સૂખ સારિરક સૂખપ્રદ તેહજી॥ શ્રી મદ્ ભાગવત્ નામે પુરાણજી ॥ દશ લક્ષણુ કરી અધિક પ્રમાણુજી ॥ ૧ ॥ ઢાળ ॥ પ્રમાણુ મહાભારત વિષે ॥ શ્રીભગવદ્ગીતા જેહ ॥ ભિસ્મ પર્વમાં શ્રી મૂખે કરી ॥ પારથને કહી તેહ ॥ ૨ ॥ તેમજ ભા રથને વિષે ॥ ભિસ્મે કહ્યાં સૂખધામ ॥ પાઠ કરતાં ભવ તરે ॥ એવા

વિશ્નું શસ્ત્ર નામ ।।। ૩ ।। પ્રેમ સહિત નિજ ભ્રાત આગળ ।। વર્ણવી કરી પ્યાર ।। મહાભારતમાં વિદૂરનીતિ ।। કીધો પરમ ઉપગાર ।। ૪ ।। સ્કંદ પુરાણે વિશ્નું ખંડમાં ।। સર્વ ગ્રંથનું સાર ।। વાસુદેવ મહાત્મ વર્ણવું ।। તારવા જીવ અપાર ।। ૫ ।। એ સત શાસ્ત્રને અમે માન્યાં ।। ટાળવા ભવફ્રંદ ।। મુક્તાનંદનો પ્રભુ કહે।। એથી ઊધરે જન વૃંદ ।। ૬ ।। કડવાં ।। ૧૧૫ ।। સૂત્ર શારિરક શ્રુતિના સારજી।। વેદ વ્યાસ વર્ણવ્યા કરી પ્યારજી ।। ભગવદ્ગીતા મહાસૂખકારીજી।। અર્જૂને કહી કૃષ્ણ મુરારિજી ।। ૧ ।। ઢાળ ।। કૃષ્ણ મુરારી ગોપ થૈ ।। કર્યું ઉપનિશદ દોહંન ।। પારથને કરી વચ્છગીતા ।। પય ગ્રહ્યું મોહંન ।। ૨ ।। એ બે ગ્રંથનો જેમ ઘટે તમ ।। અર્થ ભર્યા અભિરામ ।। રામાનુંજ આચાર્ય જે ।। કર્યા ભાષ્ય મહા સૂખધામ ।। ૩ ।। શ્રી ભાષ્ય ગીતા ભાષ્ય જે ।। સદ્ગ્રંથ સાર છે તેઉ ।। અધ્યાત્મ સંશાસ્ત્રમાં।। અમે ઉત્તમ માન્યા બેઉ ।। ૪ ।। શ્રીમદ્ ભાગવતને વિષે ।। બે સ્કંધ અતિ સૂખરૂપ ।। દશમ પંચ કૃષ્ણ મહાત્મ ।। બોધક પરમ અનૂપ ।। ૫ ।। શ્રી કૃષ્ણ મહાત્મ જાણવા ।। બેઉ સ્કંદ અધિક પ્રમાણ ।। મુક્તાનંદનો પ્રભુ કહે ।। એમ જાણો પરમ સૂજાણ ।। ૬ ।। કડવાં ।। ૧૧૬ ।। રાગ ગરબી ।। મારા આશ્રિત સૌ હરિજન સૂણજો પ્રીતેરે ।। મુને અતિ વહ્વભ જે ગ્રંથ કહ્યા શુભ રીતેરે ।। ૧ ।। તેમ યાગ્નવલ્કાની સ્મૃતિ તે પણ જાણોરે ।। તે તો ટીકા મિતાક્ષરા જુક્ત પ્રબળ પ્રમાણોરે ।। ૨ ।। એમાં વર્ણાશ્રમ આચારની શુભ રીતિરે ।। તેમ સર્વેના વ્યહવાર કહ્યા કરી પ્રીતિરે ।। ૩ ।। એમાં અઘ ટાળ્યાની રીત કહી સૂખકારીરે ।। તેમ કરતાં પાતક સિંધૂ તરે નર નારિરે ।। ૪ ।। એ જે શાસ્ત્ર કહ્યાં છે પ્રમાણ અંતર ધરજોરે ।। મુક્તાનંદનો વાલો કહે તેમ સૌ અનુસરજોરે ।। ૫ ।। પદ ।। ૨૯ ।। શ્રી મૂખ વચન સૂણી તત

કાળજી ॥ સમજ્યા મર્મ વૃદ્ધ તરૂણ બાળજી ॥ અહિ ત્યાગિ હરિજન
ના વૃંદજી ॥ સર્વને થયો અતિ આનંદજી ॥ ૧ ॥ ઢાળ ॥ અતિ
આનંદે સ્વામિને ॥ પૂજ્યા તે પ્રેમ સમેત ॥ ઇષ્ટ ગ્રંથ જે હરિ કહ્યા ॥
તેમાં થયું સૌને હેત ॥ ૨ ॥ પછે તે સ્વામિ સૂખનિધિ ॥ મુનિ વૃંદ સ
હિત ઉદાર ॥ દેશ દેશમાં વીચર્યા ॥ તારવા જીવ અપાર ॥ ૩ ॥ તે
સૌ દેશના મનુષ્યને ॥ આશ્ચર્યકારી એહ ॥ પ્રૌઢ પ્રતાપ જે આપનો ॥
વિસ્તાર્યો અતિશે તેહ ॥૪॥ અનન્ય આશ્રય સ્વામિનો ॥ કરતા હ
તા બહુ જન ॥ દેશ દેશમાં પ્રગટ પ્રભુનું ॥ કરે તે સર્વ ભજન ॥ ૫ ॥
બહુ પૂન્ય ક્ષેત્રને વિષે ॥ કર્યાં વિષ્ણું જાગ અપાર ॥ મુક્ત કહે હરિ કૃ
ષ્ણનો જશ ॥ પામ્યો અતિ વિસ્તાર ॥ ૬ ॥ કડવાં ॥ ૧૧૭ ॥
જન્માષ્ટમિ પરમ અનૂપજી ॥ રામનવમી આદિક સૂખરૂપજી ॥
હરિના જન્મ દિવસ શુભ જેહજી ॥ સર્વ એકાદશીનાં વૃત્ત તેહજી
॥ ૧ ॥ ઢાળ ॥ એ સૌ વૃત્તમાં સ્વામિએ ॥ સામગ્રિયું કરી સાર ॥ અ
તિ બડા ઉચ્છ કરાવ્યા ॥ દીધાં દાન અપાર ॥ ૨ ॥ વેદ બ્રાહ્મણ
તીર્થ સાધૂ ॥ દેવતાનાં સ્થાન ॥ અહિંસામય યજ્ઞનું ॥ સ્થાપન કર્યું
ભગવાન ॥ ૩ ॥ ધર્મ જ્ઞાન વૈરાગ્ય સોતી ॥ કૃષ્ણ ભક્તિ ઉદાર ॥ તે
વિસ્તારી સૌ દેશમાં ॥ એમ તાર્યા જીવ અપાર ॥૪॥ એવી રીતે બહુ
દેશમાં ॥ વીચર્યા તે શ્રી ઘનશ્યામ ॥ ત્યાં નિજ પ્રતાપ જણાવિયો ॥ શો
ભાનિધિ સૂખધામ ॥ ૫ ॥ અનંત નર ત્રિય વૃંદને ॥ કીધાં તે દૃઢ
નિજ દાસ ॥ મુક્ત કહે શ્રી સ્વામિએ ॥ તેના હાર્યા ભવત્રાસ ॥૬॥ ક
ડવાં ॥ ૧૧૮ ॥ એમ ભૂપર ફરતા ઘનશ્યામજી ॥ દુર્ગ નગ્ર આવ્યા
સૂખધામજી ॥ તે પૂરનો રાજા નિજ ભક્તજી ॥ અભય નામ જગથી
તે વિરક્તજી ॥ ૧ ॥ ઢાળ જગથી તે વિરક્ત રહીને ॥ કરે તે જ
ગ વ્યહવાર ॥ નિજ કુટુંબ સોતા હરિ ભજે ॥ પ્રભુ સંગ પ્રેમ અપા
ર ॥ ૨ ॥ તે નૃપતિ ભક્તિ વડે ॥ રહ્યા સ્વામિ તેને ઘેર ॥ બહુ આ

વે હરિજન દર્શન ॥ નિત થાય લિલાલેહેર ॥ ૩ ॥ તિહાં તિહાં બહુ દે
શમાં ॥ કર્યાં મંદિર પરમ વિશાળ ॥ ત્યાં મૂર્તિયું નિજ ઈષ્ટની ॥
પધરાવિયું તતકાળ ॥ ૪ ॥ તે સર્વે વિદિત કહું ॥ શ્રી નરનારાયણ
દેવ ॥ તેમ લક્ષ્મિનારાયણને ॥ પધરાવિયા તતખેવ ॥ ૫ ॥ રાધા
કૃષ્ણ ને ધર્મ ભક્તિ ॥ પધરાવ્યા કરી પ્રીત ॥ મુક્તાનંદના નાથની ॥
સર્વે અલૌકિક રીત ॥ ૬ ॥ કડવાં ॥ ૧૧૯॥ કરી તે પ્રતિષ્ઠા શ્રુતિ
અનુસારજી ॥ તે દિન ઉત્સવ કીધા ઉદારજી ॥ વિપ્ર જમાડ્યા કરી
સનમાનજી ॥ બહુ વિધી તેને દીધા દાનજી ॥ ૧ ॥ ઢાળ ॥ દાન
અગણિત વિપ્રને ॥ આપિયાં વિવિધ પ્રકાર ॥ અનંત સંત જમાડિ
યા ॥ વર્ત્યો તે જયજયકાર ॥ ૨ ॥ તે ઉત્સવમાં આવિયા ॥ નિજ ભ
ક્ત જનના વૃંદ ॥ નિર્ખિ શ્રી કૃષ્ણ દિનેશને ॥ પામિયા અતિ આ-
નંદ ॥ ૩ ॥ જે જે કૃષ્ણ સ્વરૂપનું ॥ સ્થાપન કર્યું હરિ આપ ॥ તે
મૂર્તિમાં ભક્તજનને ॥ ભાસે પ્રબળ પ્રતાપ ॥ ૪ ॥ પ્રગટ શ્રીઘનશ્યામ
નું ॥ મૂર્તિમાં દર્શન થાય ॥ હરખી બોલાવે ભક્તને ॥ મહિમા કહ્યો ન
વ જાય ॥ ૫ ॥ એમ એ શ્રી હરિ મૂર્ત્તિ દ્વારે ॥ આપે સૂખ સાક્ષા
ત ॥ મુક્ત કહે સંક્ષેપથી ॥ વર્ણવું તેની વાત ॥ ૬ ॥ કડવાં ॥ ૧૨૦
॥ પદ રાગ સરખી ॥ એવી રીતે શ્રી ઘનશ્યામ મૂર્ત્તિ દ્વારેરે ॥
પ્રભુ નીજ જન કેરાં કાજ સર્વે સુધારેરે ॥ ॥ ૧ ॥ કોઇને મૂર્ત્તિમાં પ્રગટ
પ્રમાણુ દર્શન આપેરે ॥ તેનું મન ખેંચી નીજ રૂપમાં દૃઢ સ્થાપેરે
॥ ૨ ॥ કોઈ તો બહુ વિધનાં નૈવેદ્ય અર્પે છે આણીરે ॥ તેને ગ્રહણ
કરે તતકાળ ભાવ જાણીરે॥ ૩ ॥ કોઇનું દૂધ પીએ હરિ આપ મૂર્ત્તિ
રૂપેરે ॥ કોઇનો ગ્રહણ કરેછે હાર ભાવ અનૂપેરે ॥ ૪ ॥ આવા મૂર્ત્તિને
દ્વારે દેવભાવ જણાવેરે ॥ નીજ ભક્તને શ્રી ઘનશ્યામ લાડ લડાવે
રે ॥ ૫ ॥ એમ મૂર્ત્તિમાં કીધો નિવાસ નીજ જન કાજેરે ॥ કહે મુ

ક્તાનંદ શ્રી કૃષ્ણ પ્રગટ બિરાજે રે ॥ ૬ ॥ ૫૬ ॥ ૩૦ ॥ એક સમે નીજ બંધુ જેહજી ॥ અવધપૂરિથી આવ્યા તેહજી ॥ મોટા બંધવ રામ પ્રતાપજી ॥ કૃષ્ણ ભક્તિ રત અતિ નિષ્પાપજી ॥ ૧ ॥ ઢાળ ॥ કૃષ્ણ ભક્તિ રત સદા ॥ નીજ અનૂજ ઇચ્છારામ ॥ વિદ્યા વિનય વિવેક સોતા ॥ સર્વ શુભગુણ ધામ ॥ ૨ ॥ એ બેઊ બંધુ પત્નિ સોતા ॥ સંગ લઈ પરિવાર ॥ શ્રીકૃષ્ણ પ્રભુને દર્શને ॥ આવિયા પરમ ઉદાર ॥ ૩ ॥ પત્નિ રામપ્રતાપની ॥ તેનું સુવાસનીબાઈ નામ ॥ પુત્ર તેના ત્રણ છે ॥ ધર્મિષ્ટ શોભા ધામ ॥ ૪ ॥ નંદરામ ઠાકોર રામજી ॥ એથી નાના અવધ્યપ્રસાદ ॥ શ્રી કૃષ્ણ ભક્તિ રત સદા ॥ ઊરમાં ન લેશ પ્રમાદ ॥ ૫ ॥ એ ત્રણેની પત્નિયુંનાં ॥ નામ પુત્ર સમેત ॥ મુકતાનંદ કહે વર્ણવું ॥ જેને કૃષ્ણ પ્રભુ સંગ હેત ॥ ૬ ॥ કડવાં ॥ ૧૨૧ ॥ નંદરામની પત્નિ જેહજી ॥ લક્ષ્મિ નામ સાધ્વી દઢ તેહજી ॥ તેના પુત્ર ઉભય બુદ્ધિવાનજી ॥ શ્રી હરિ સંગ સદા એક તાનજી ॥ ૧ ॥ ઢાળ ॥ સદા પ્રેમ શ્રી હરિ વિષે ॥ એવા રામ સરણ અભિરામ ॥ તેમ નારાયણપ્રસાદ નામે ॥ લાલ સોભા ધામ ॥ ૨ ॥ તેમજ ઠાકોર રામજીની ॥ પત્નિ પરમ ઉદાર ॥ કાંતિમતિ છે નામ તેનું ॥ પ્રગટ પ્રભુ સંગ પ્યાર ॥ ૩ ॥ પુત્ર તેના એક છે ॥ હરિશ્ચંદ્ર નામ અનૂપ ॥ બાળપણાથી હરિ ભજે ॥ અતિસે મનોહરરૂપ ॥ ૪ ॥ તેમજ અવધ્યપ્રસાદજીના ॥ પત્નિ અતિ બુદ્ધિમાન ॥ સુનંદા છે નામ તેહનું ॥ ભજે શ્રી ભગવાન ॥ ૫ ॥ જેષ્ટ બંધૂ કૃષ્ણના ॥ તેનો એ સૌ પરિવાર ॥ મુકત કહે શુભ નામ તેનાં ॥ કહ્યા ગુણ અનુસાર ॥ ૬ ॥ કડવું ॥ ૧૨૨ ॥ તેમ શ્રી હરિના અનૂજ અનૂપજી ॥ ઇચ્છારામજી શાંત સ્વરૂપજી ॥ તેના પત્નિ વસૂમતિ નામજી ॥ તેના પંચ પુત્ર છબિ ધામજી ॥ ૧ ॥ ઢાળ સુંદર પાંચે પુત્ર કેરાં ॥ નામ ગુણ અનુસાર ॥ અનુક્રમે વર્ણવું ॥ મહા સૂખત

ધ્પ પરિવાર ॥ ૨ ॥ જ્યેષ્ટ સુત ગોપાળજી ॥ રઘુવીર ગુણ ભંડાર ॥ વૃંદાવન સીતારામજી ॥ તેમ બદ્રિનાથ ઉદાર ॥ ૩ ॥ તે મધ્યે પત્નિ ગોપાળની ॥ મેના છે તેનું નામ ॥ તેમ પત્નિ રઘુવીરજી ॥ વિરજા શુભ ગુણ ધામ ॥ ૪ ॥ એ બેઉ બંધુ કૃષ્ણના ॥ પરિવાર સોતા જે હ ॥ અતિ હેતે કરી સ્વામિ ખસે ॥ આવ્યા ગુણનિધિ તેહ ॥ ૫ ॥ બેઉને આવ્યા સાંભળીને ॥ શ્રી હરિ પરમ કૃપાળ ॥ મુકતાનંદનો નાથ અતિશે ॥ રીઝિયા તતકાળ ॥ ૬ ॥ **કડવાં ॥ ૧૨૩ ॥** નીજ આશ્રિત નર ત્રિય વૃંદજી ॥ તે સોતા સ્વામી સુખકંદજી ॥ સનમૂખ ઉઠયા પરમ ઉદારજી ॥ સૌને આનંદ વાધ્યો અપારજી ॥ ૧ ॥ **ઢાળ** ॥ તે દિન સૌને અતિ બડો ॥ થયો આનંદ ઉત્સવ સાર ॥ હરિ જન સૌ પ્રફુલિત થયાં ॥ વર્ત્યો તે જયજયકાર ॥ ૨ ॥ પછે તે સ્વામિ બંધૂને ॥ ભેટિયા કરી બહુ પ્રીત ॥ તેમજ સૌ પરિવારને ॥ મળ્યા યથાયોગ્ય સૂરીત ॥ ૩ ॥ સૌને અતિ આદર કરી ॥ કૃશળતા પૂછી આપ ॥ શ્રી હરિને મળી કુટુંબિના ॥ ટળી ગયા સર્વ તાપ ॥ ૪ ॥ દુઃખ બહુ કાળ વિયોગનું ॥ તે નાશ થયું તતકાળ ॥ શ્રી કૃષ્ણ પ્રભુ ને દર્શને ॥ આનંદ વાધ્યો વિશાળ ॥ ૫ ॥ શ્રી હરિ ખાસ કુટુંબિ સ ર્વે ॥ રહ્યાં કરી સ્થિર વાસ ॥ મુકત કહે શ્રી કૃષ્ણને ॥ ભજતા હતા થઈ દાસ ॥ ૬ ॥ **કડવાં ॥ ૧૨૪ ॥ રાગ ધોળ ॥** એક સમય થઈ સભા અલોકિક ॥ સૌ હરિ જન ત્યાં આવ્યાજી ॥ સતસંગની રીતે સૌ બેઠા ॥ મોહનને મન ભાવ્યાજી ॥ ૧ ॥ તેમ સધવા વિધવા સૌ વિનતા ॥ પ્રેમ ભરી ત્યાં આવીજી ॥ નરથી પ્રથક સભા કરી બે ઠાં ॥ ભક્તિ ભાવ જણાવીજી ॥ ૨ ॥ સભા મધ્ય સિંહાસન ઉપર ॥ સ્વામિ અધિક બિરાજેજી ॥ ઉડગણ મધ્યે પૂરણ શશિ જેવી ॥ શ્રી હરિની છબિ છાજેજી ॥ ૩ ॥ ઊરપર હાર કુસુમના શોભે ॥ શ્વેત વ સ્ત્ર તન ધરિયાંજી ॥ શ્રી ઘનસ્યામ અનૂપમ મૂર્તિ ॥ નિર્ખિ નયણાં

હરિયાંજી ॥ ૪ ॥ સૌ હરિ જનને દર્શન આપી ॥ કીધાં અતિ ગુલતાન જી ॥ મુકતાનંદ કહે તે પ્રત્યે ॥ બોલ્યા શ્રી ભગવાનજી ॥ ૫ ॥ પદ ॥ ૩૧ ॥ બંધુ અમારા પ્રેમી અપારજી ॥ સંગ ભાઈ બેઉ નીજ પરિવારજી ॥ દેશ તજી આવ્યા અમ પાસજી ॥ મુજ પાસે કીધો અચળ નિવાસજી ॥ ૧ ॥ ઢાળ ॥ કર્યો નિવાસ જે મુજ કને ॥ છે મારાં દર્શન કાજ ॥ છેટે ન મુજથી રહી શકે ॥ એ ધર્મ વંશ સમાજ ॥ ૨ ॥ હું પણ વૃષ પરિવારથી ॥ ન્યારો ન રહું પળ એક ॥ ધર્મ કૂળ સંગ રહું સદા ॥ એવી અચળ મારે ટેક ॥ ધર્મસત પરિવાર સોના ॥ વિશ્વુ ભૂષણુ એહ ॥ મારા આશ્રિત ત્યાગિ ગ્રહિતે ॥ પુજ્યા અતિશે તેહ ॥ ૪ ॥ તેમજ માન્યા યોગ્ય સૌને ॥ ધર્મવંશ ઉદાર ॥ જેને સેવે મનુષ્ય સર્વે ॥ પામે ભવજળ પાર ॥ ૫ ॥ અનંત પતિત ઓધારવા ॥ આ ધર્મવંશ અનૂપ ॥ મુકતાનંદનો પ્રભુ કહે ॥ થયા ભૂપર વિપ્ર સ્વરૂપ ॥ ૬ ॥ કડવાં ॥ ૧૨૫ ॥ ધર્મવંશિમાં ભક્તિ ધર્મજી ॥ નીજ પરિવાર સહિત લખી મર્મજી ॥ રહ્યા શાક્ષાત કરી નિત વાસજી ॥ પલક ન ત્યાંથી થાય ઉદાશજી ॥ ૧ ॥ ઢાળ ॥ પલક ન્યારાં નવ રહે ॥ ભકિતને ધર્મ ઉદાર ॥ અતિ અલોકિક નીજ કૂળ વિષે ॥ બેઉ રહ્યા કરી દૃઢ પ્યાર ॥ ૨ ॥ ધર્મકૂળમાં ગુણુ નિધિ ॥ હવે થાશે દ્વિજવર જેહ ॥ રેહેશે તેમાં ધર્મ ભકિત ॥ એમાં નહીં સંદેહ ॥ ૩ ॥ જ્યાં રહ્યા હોય ધર્મ ભકિત ॥ સંગ લઈ પરિવાર ॥ ત્યાંજ રહે શ્રી કૃષ્ણુ પોતે ॥ અખિલ જગ આધાર ॥ ૪ ॥ એમ તમારે સર્વને ॥ સમજવો મર્મ અનૂપ ॥ ધર્મનો પરિવાર સર્વે ॥ જાણો ધર્મ સ્વરૂપ ॥ ૫ ॥ પતિવૃત્તાની પેઠે એને ॥ સેવવા કરી પ્રીત ॥ મુકતાનંદનો પ્રભુ કહે ॥ એમ સેવક જનની રીત ॥ ૬ ॥ કડવાં ॥ ૧૨૬ ॥ અતિ પૂન્યવંત ધર્મકૂળ જેહજી ॥ સૌના ગુરૂ અમે કીધા તે હજી ॥ માટે અમારા સેવક સર્વજી ॥ ધર્મવંશ સેવો તજી ગર્વજી ॥ ૧ ॥

ઢાળ ॥ ધર્મકૂળને સેવવું ॥ રાખી અચળ ઊર ટેક ॥ ધર્મ અધર્મ વંસનો ॥ જાણજો સર્વ વિવેક ॥ ૨ ॥ ધર્મ અધર્મ મારગમાં ॥ છે પ્રગટ ભેદ અનંત ॥ તેને જે એક કરી જાણશે ॥ તે વિમૂખ કુમતિ જંત ॥ ૩ ॥ પતિવૃત્તાને ભક્ત જનની ॥ જો એ ટેક સમાન ॥ એમ ગુરૂ કૂળ સેવતા ॥ અતિ રીઝશે ભગવાન ॥ ૪ ॥ ધન્ન ધન્ય પશુ વસ્ત્ર ભૂષણ ॥ વાહનાદિક સાર ॥ તેણે ગુરૂ કૂળ પૂજશે ॥ તે પામશે ભવપાર ॥ ૫ ॥ ધર્મ ભક્તિ શ્રી કૃષ્ણને ॥ પૂજ્યા તણું ફળ જેહ ॥ મુક્તાનંદનો પ્રભુ કહે ॥ પામશે હરિ જન એહ ॥ ૬ ॥ કડવાં ॥ ૧૨૭ ॥ એમ ગુરૂ કૂળ સેવે કરી પ્રીતજી ॥ કુટુંબ સહિત તે થાય પુનીતજી ॥ ધર્મ ભક્તિ શ્રી કૃષ્ણઉદારજી ॥ તેને તે રીઝે જગ આધારજી ॥ ૧ ॥ ઢાળ ॥ રીઝે તેને શ્રી હરિ ॥ જેને ધર્મકૂળમાં હેત ॥ તે ધર્મમાં રહી ભજે ॥ ભવ તરે કુટુંબ સમેત ॥ ૨ ॥ તે માટે એ ધર્મકુળના ॥ આશ્રિત જે કોઈ થાય ॥ અંત સમે શ્રી કૃષ્ણ તેની ॥ કરશે આપ સાહ્ય ॥ ૩ ॥ અતિ વિકટ જમ ત્રાસથી ॥ મૂકાવશે ભગવાન ॥ અંત સમે શ્રી કૃષ્ણ પોતે ॥ દેશે દર્શન દાન ॥ ૪ ॥ તેમજ સંસ્રુતિ અકથી ॥ મૂકાવશે વૃજચંદ ॥ એ ભક્તને નીજ ધામમાં ॥ પોંચાડશે સૂખકંદ ॥ ૫ ॥ એજ મારાં વચનનો ॥ દૃઢ રાખજો વિશ્વાસ ॥ મુક્તાનંદનો પ્રભુ કહે ॥ તમે અતિ અચળ હરિદાસ ॥ ૬ ॥ કડવાં ॥ ૧૨૮ ॥ **રાગ મારૂ** ॥ શ્રી મૂખની વાણિ ॥ સૂણી સઉ શ્રી મૂખની વાણિ ॥ પરમ સિદ્ધાંત વચન ઊર ધાર્યા ॥ સૂખદાયક જાણી ॥ સૂ ॥ ૧ ॥ વારમ વાર નમ્યા શ્રી હરિને ॥ પ્રેમ અધિક જાણી ॥ સૂ ॥ ૨ ॥ ધર્મ વંશિમાં પ્રીત અચળ થઈ ॥ ગુરૂ કૂળ પરમાણી ॥ સૂ ॥ ૩ ॥ મુક્તાનંદને પ્રભુ એમ સૌનાં ॥ લીધાં મન તાણી ॥ સૂ ॥ ૪ ॥ ૫૬ ॥ ૩૨ ॥ ધર્મવંશિનું મહાત્મ અપારજી ॥ શ્રી મૂખ વર્ણવ્યું વારમવારજી ॥ માટે ધર્મકૂળ સમ નહીં કોયજી ॥ અતિ બડભાગિ સેવે સોયજી

॥ ૧ ॥ ઢાળ ॥ બડભાગિ સૌ હરિ જનને ॥ કીધો તે દ્રઢ વિશ્વાસ ॥ જેમ કહ્યું તેમ કરતા હવા ॥ અતિ રીઝિયા હરિદાસ ॥ ૨ ॥ ધર્મ કુળના વિપ્રમાં ॥ જેને આપ્યો નીજ અધિકાર ॥ તે સંક્ષેપે કરી વર્ણવું ॥ સૂણતાં તરે સંસાર ॥ ૩ ॥ પુત્ર રામપ્રતાપના ॥ નંદરામ આદિક જેહ ॥ એ મધ્યે અવધપ્રસાદ નાના ॥ જાણ્યા ગુણનિધિ તેહ ॥ ૪ ॥ તેમજ ઇચ્છારામના ॥ ગોપાળ આદિક બાળ ॥ તે મધ્યે ગુણનિધિ જાણિયા ॥ રઘુવીર બુદ્ધિ વિશાળ ॥ ૫ ॥ એ બેઉને નીજ આદિએ ॥ બેસાડીયા ઘનશ્યામ ॥ મુક્ત કહે એમ આચારજપદ ॥ આપિયું સૂખધામ ॥ ૬ ॥ કડવાં ॥ ૧૧૯ ॥ એ બેઉને મંદિર ત તકાળજી ॥ વેહેંચી આપ્યાં પરમ કૃપાળજી ॥ દેશ દેશના હરિ જન જેહજી ॥ બેઉને વેહેંચી આપ્યાં તેહજી ॥ ૧ ॥ ઢાળ ॥ વેહેંચી આપ્યા બેઉને ॥ સતસંગિ કરી દ્રઢ દાસ ॥ સૌના ગુરૂ કરી સ્થાપિયા ॥ ટાળવા ભવના ત્રાસ ॥ ૨ ॥ બાંધી દ્રઢ મર્યાદા એવી ॥ શ્રીમૂખે કરી આપ ॥ તેનો કોય કાળે કરી ॥ કોણે ન થાય ઉથાપ ॥ ૩ ॥ ધર્મકુળ સૌ પૂજ્યછે ॥ તોએ તે મધ્યે એક એક ॥ ગુણવાન જેશે આદિએ ॥ એમ કીધો આપ વિવેક ॥ ૪ ॥ એ બેઉને શ્રીમૂખે કહ્યું ॥ રેહે ન શિક્ષાપત્રિ પ્રમાણ ॥ શિષ્યને તેમ રખાવજો ॥ જેમ પામે પદ નિરવાણ ॥ ૫ ॥ જેમ શિક્ષા કહી સ્વામિએ ॥ રેહેતા હવા બેઉ એમ ॥ મુક્ત કહે નીજ શિષ્યગણને ॥ રખાવ્યા દ્રઢ તેમ ॥ ૬ ॥ કડવાં ॥ ૧૩૦ ॥ અવધપ્રસાદને શ્રી રઘુવીરજી ॥ એ બેઉ બંધૂ ગુણ ગંભીરજી ॥ સ્વામિની અનુવૃત્તિમાં ઉદારજી ॥ રહ્યા નિરંતર કરી બહુ પ્યારજી ॥ ૧ ॥ ઢાળ પ્રેમ કરી શ્રી સ્વામિને ॥ સેવે નિરંતર સોય ॥ એ સમ કૃષ્ણ દિનેશના ॥ દ્રઢ ભક્ત અવર ન કોય ॥ ૨ ॥ એવી રીતે કરી વર્ણવ્યો ॥ આ ગ્રંથ ધર્માખ્યાન ॥ એને જે કોઇ શીખે સાંભળે ॥ તેને રીઝે શ્રી ભગવાન ॥ ૩ ॥ કળી મધ્યે શ્રીકૃષ્ણનો ॥ જે પ્રગટ હરિઅવતાર ॥ તેહજ ધર્મકુમારમાં ॥ થાય ગ્રંથ સુણતાં પ્યાર ॥૪॥ આ ગ્રંથે કરી કૃષ્ણ પ્રભુનું ॥ થાયે યથા

રથ જ્ઞાન ॥ પ્રગટ પ્રભુની ભકિત પામે ॥ ત્યાગે તન અભિમાન ॥૫॥ ગ્રંથ સૂણતા ધર્મમાં ॥ અતિશેજ દ્દઢ મતિ થાય ॥ મુક્ત કહે સૌ વિ-ષય ત્યાગિ ॥ શ્રીહરિના ગુણ ગાય ॥ ૬ ॥ **કડવાં** ॥ ૧૩૧ ॥ ધર્માખ્યાન સુણે અઘ જાયજી ॥ બ્રહ્મ રૂપ થઈ હરિ ગુણ ગાયજી ॥ દેહાદિકમાં અહંમમ જેહજી ॥ સૂણતા વેગ ટળે સઘ તેહજી ॥૧॥ **ઢાળ**॥ ટળે કામને ક્રોધ મચ્છર ॥ લોભાદિક બળી જાય ॥ એ સર્ગ અધર્મ દુષ્ટનો ॥ તે નાશ સર્વે થાય ॥ ૨ ॥ ભૂત પ્રેત નેગ્રહાદિક જે ॥ પીડી શકે નહીં કોય ॥ યંત્ર મંત્રે શ્રોતાજનને ॥ પરાભવ ન હોય ॥ ૩ ॥ તન તજી શ્રી કૃષ્ણ પ્રભુનું ॥ પામે તે અક્ષરધામ ॥ શ્રોતા વકતા સ-ર્વેનાં મન ॥ થાય અતિ નિષ્કામ ॥ ૪ ॥ ધર્મકૂળનો જેહને ॥ આશરો અતિ દ્દઢ નોય ॥ ગ્રંથ ધર્માખ્યાન જે ॥ આપવા યોગ્ય ન સોય ॥૫॥ તેમજ એવા મનુષ્યને ॥ સંભળાવવો નહીં લેશ ॥ મુકત કહે ખળ માત્રને ॥ આ ન કરવો ઉપદેશ ॥ ૬ ॥ **કડવાં** ॥ ૧૩૨ ॥ **રાગ રામગ્રી** ॥ ધર્માખ્યાન એ ગ્રંથનો ॥ મહિમા અતિ ભારી ॥ સાંભ-ળતાં સંશય ટળે ॥ મળે પ્રગટ મુરારી ॥ ધ ॥ ૧ ॥ ધર્મવંશિને આશરે ॥ અતિશે દ્દઢ જાણી ॥ તેહને આ ગ્રંથ આપવો ॥ અતિ પાત્ર પ્રમાણી ॥ ધ ॥ ૨ ॥ તેમ હરિભકત સૂપાત્રને ॥ સંભળાવવો પ્રીતે ॥ જે સૂણતાં સંસય તજી ॥ રહે ઉત્તમ રીતે ॥ ધ ॥ ૩ ॥ એકસો ને બત્રિશ છે ॥ કડવાં સૂખકારી ॥ પદ તેત્રિશ આ ગ્રંથમાં ॥ મહાભવ ભયહારી ॥ ધ ॥ ૪ ॥ ચરણ છે નવસેં ઉપરે ॥ સિત્તેર તે એનાં ॥ પ્રેમ સહિત જે ચિત્ત ધરે ॥ સરે કારજ તેનાં ॥ ધ ॥ ૫ ॥ સંવત અ-ઢાર પંચાશીએ ॥ શ્રાવણ શુદ તીજે ॥ ગ્રંથ સંપૂર્ણ થઈ રહ્યો ॥ સૂણી મહા સૂખ લીજે ॥ ધ ॥ ૬ ॥ દુર્ગ નગ્રમાં પ્રેમસૂ ॥ રહીને સ્થિ-ર વાસે ॥ મુકત કહે થયો ગ્રંથ એ ॥ પુરૂષોતમ પાસે ॥ ધ ॥ ૭॥ **પદ** ॥ ૩૩ ॥ **ઇતિ શ્રી સહજાનંદ સ્વામિ શિષ્ય મુક્તાનંદ મુની વિરચિતં શ્રી નારાયણ મહિમા પ્રકાશકં ધર્માખ્યાખ્યાન સંપૂર્ણમ.** ॥